ઈસ્ટ એન્ડ વેસ્ટ

ઇન્સ્યુરન્સ કં. લિ.

(સ્થાપના : ૧૯૧૩)

**સ્વદેશી સદ્ધર અને પ્રગતિશાળી**
**વીમા કંપની જેની**
પ્રગતિમાન અને આકર્ષક વિવિધ
યોજનાઓનો લાભ ઉઠાવવાનું
રખે ચૂકતા.

**રમણલાલ એન્ડ કં.**
ચીફ ઑર્ગેનાઈઝર્સ.
૧૭૬૩, ગાંધીરોડ
મજૂર મહાજન ખાદીહાટને
મેડે—અમદાવાદ

ઘરનું સરનામું :
**રમણલાલ જે. પટેલ**
૧૧૭૫, તળીઆની પોળ,
સારંગપુર.

# બીજે વરસે

- પારકાં જણ્યાં
  નવલકથા
  **ઉમાશંકર જોષી**
  પ્રગટ થઈ ચૂક્યું છે.

- પલ્લવ
  વાર્તાસંગ્રહ
  **દુર્ગેશ શુક્લ**
  ૧૫ મી ઑક્ટોબર, ૪૦



- જવનિકા
  એકાંકી નાટિકાઓ
  **જયન્તિ દલાલ**
  તા. ૧૫ જાન્યુ. '૪૧.

- જીવો દાંડ
  વાર્તા સંગ્રહ
  **પન્નાલાલ પટેલ**
  તા. ૧૫ એપ્રિલ, '૪૧.

પ્રકાશક :–
જયન્તિ દલાલ
'ગતિ અને રેખા'
પીપલ્સ બેંક બિલ્ડિંગ,
અમદાવાદ.



ગતિ ગ્રંથમાળા
વર્ષ ૨ જું

છૂટક કિંમત
૦–૧૨–૦
(માર્ગવ્યય અલગ)

ફાળે કિંમત
૦–૧૨–૦
(માર્ગવ્યય સહિત)

પુસ્તક ૨ જું
૧૫ મી ઓક્ટોબર, '૪૦.

મુદ્રક:–
બુધરભાઈ ઉકાભાઈ પ્રભાભટ્ટ
ધી નવયુગ મુદ્રણાલય, શાહપુર,
નાગોરીવાડ, જીવાભાઈની ખડકી,
અ મ દા વા દ.

# પલ્લવ

લેખક

શ્રી. દુર્ગેશ શુક્લ



ગતિ ગ્રંથમાળા

વર્ષ બીજું

પુસ્તક બીજું

ગતિ પ્રકાશન આઠમું

'પારકાં જણ્યાં'થી શરૂ થયેલા 'ગતિ ગ્રંથમાળા'ના બીજા વર્ષનું આ બીજું પુસ્તક છે.

ગ્રંથમાળા વિષે અમે શું કહીએ? અને જો આ આઠમા પુસ્તકના પ્રકાશન પછીય એ માટે કશું કહેવાની જરૂરત રહી હોય તો એ પ્રવૃત્તિએ નિવૃત્તિ લેવાની જરૂર છે. કશીય સિફારસ એવી પ્રવૃત્તિને નહીં બચાવી શકે.

બીજા વર્ષનું ત્રીજું પુસ્તક 'જવનિકા' ૧૫ જાન્યુઆરી, ૧૯૪૦ ના રોજ પ્રગટ થશે.

તા. ૧૫–૧૦–૧૯૪૦ 'ગતિ અને રેખા'

શ્રી ઈશ્વરભાઈ આચાર્ય, ધીરુ ઠાકર, જતીન આચાર્યને

અર્પણ

સંકોરી, સાચવી સીંચી સ્નેહ, જીવનની શિખા
વિશ્વના કલહે, મિત્રો! રાખી ટમટમંત, કે
ઝગું છું મંદ આજેયે; મનુષ્ય પ્રાણપથ્થરે
પલ્લવો ઊગશે એવી આશના પ્રાણવાયુએ
ટકાવ્યો, ફૂટતાં દીઠાં પલ્લવો પથ્થરેય મેં,
એ શે વિસ્મરું? અર્પું, ધન્ય આ કૃતિ જો ગમે.

*

# પલ્લવ

વાર્તા પહેલી :

આબુરોડ સ્ટેશન પર, શામળીને પીઠ પર ધબ્બો મારી ગાડી-માંથી નીચે ઉતારી મૂકતાં, શિવલાલ ટી. ટી. ની હથેલીમાં સુખદ ઝણઝણાટી ફરી વળી. એ આસ્વાદ ફરીથી લેવાનું મન થતાં, અને એ લાગણીની અયોગ્યતાની શરમ છુપાવવા, 'બાપની ગાડી છે તે મફત બેઠી ?' એવું કઠોર વચન કહી, શામળીની ધાટીલી અને પહોળી પીઠ પર ફરી એક વાર ધબ્બો મારી લીધો. ચંકોર શામળી આ બીજી વારના ધબ્બાનો ભેદ કળી ગઈ હોય એમ મજાકમાં હસતું મોં ફેરવી બોલી, 'તઈ હવે ભેળાભેળી ઝાંપા બારે કરોને બાપા.' શિવલાલ ટી. ટી. ખીજવાઈ ગયો, અને 'હત્ત' કરી રુઆબમાં હાથ હલાવતો બુકિંગ ઑફિસમાં ચાલ્યો ગયો. શામળી બબડી, 'રોયો વેરી. ગાડી કયાં કોઈના બાપની હતી, કે ન બેસીએ ? મૂઆ, આ એક દિ' તારું, ને મારું, ને ગાડીનું ય એંજીન ખોટકાશે, ઇવાં લગણુ માણો મારા વાલીડા.' હાથ ઘસતી શામળી બોલી, 'નહિતર રહી જાશો હાથ ઘસતા.'

પોતે પણ ભીડનો લાભ લઈ ગુપચુપ બહાર નીકળી નહિ જાય તો પછી હાથ ઘસતી જ અંદર રહી જશે અને ગાડી ઊપડી ગયા પછી નવરા પડેલા માસ્તરોની મશ્કરીના ભોગ થવા વારો આવશે, એ ભાન અનુભવી શામળીને તરત થયું. મુખ્ય દ્વાર તરફ દૃષ્ટિ નાખી. એ માર્ગે બહાર નીકળવાની નિષ્ફળતા કબૂલી. તાર કૂદી બહાર નીકળવા પ્લૅટફોર્મના છેડા તરફ ચાલવા માંડયું. 'રાહદારીનો

# પેલા ભવનાં વેરી !

રસ્તો નથી' એવા પાટિયા વડે શોભતો આ માર્ગ મુખ્ય માર્ગ જેટલો જ રાજમાર્ગ છે અને તે શામળીનાં વર્ગનાં માણસોને માટે, એ શામળી સમજતી હતી. લપાતા છુપાતા આગળ જતા અનેક યાત્રાળુઓની પાછળ શામળી પણ સહીસલામત બહાર નીકળી ગઇ.

રાતના ત્રણેક વાગ્યા હતા. આબુ અને અંબાજી તરફ જનારા ખટારા વહેલી સવારે ઊપડતા હતા; આથી મુસાફરો બહાર આડાઅવળા લેટી જતા. થાકેલી શામળીએ ચારે તરફ નજર નાખી વિશ્રાંતિસ્થાન શોધવા માંડયું. અંતે એક ઘટાદાર લીંબડા તળે શામળીએ માથા તળે પોટકી દબાવી, સૂવા માટે શરીર લંબાવ્યું; પણ પગ સાથે કશુંક અથડાયું, એટલે 'ઓ...મા' કરતી બેઠી થઇ ગઈ. ભયથી આંખો ફાડી જોયું, તો પગ પાસે એક માણસ સૂતો હતો; એને ભૂલમાં પગ વાગી ગયો હતો. પેલો માણસ પણ બેઠો થઇ ગયો હતો. અને એના પગ પર હાથ ફેરવતો બબડતો હતો, 'બાપા આ એક પગ રીયો સે, ઈ રેવા દો, મારા સાબ.' એના મનમાં એમ, કે રોજની જેમ કોઇ છતી આંખે આંધળો મોટો માણસ ભૂલમાં વગાડતો ચાલ્યો હશે, અને 'મારા સાબ' નહિ કહું તો, "રસ્તામાં કેમ સૂતો છે?' એવા ઠપકા સાથે એકાદ લાત વધારે ખાવી પડશે એમ ધારી ફરિયાદના રૂપમાં રડતે રાગે બોલતો હતો. પરંતુ એની નજર શામળી ઉપર પડતાં, પગ પંપાળવો રહેવા દઈ ડોળા ફાડી જોઇ રહ્યો.

શામળીનું હૃદય બીકથી ફફડી ઊઠયું.

લૂલિયાએ કઠોર અવાજે પૂછ્યું, 'કૂણ સે?'

શામળી થરથરી ઊઠી. 'હાયહાય ભઈ, ભૂલમાં પગ અડી ગીયો.'

શામળીનો ઝીણો અને ટોકરીના રણકાર જેવો મીઠો અવાજ સાંભળી, લૂલિયાએ બીડી કાઢી, દીવાસળી સળગાવી, એના અજ-

વાળે શામળીનું મોં ધારી ધારીને જોવા માંડયો, ઘાટીલું, ભરાવદાર મોં જોઈ, એના સ્વરની કઠોરતા ચાલી ગઈ, ' દેખતી નો'તી ? ' એ બબડયો.'

' અંધારું હતું, ભઈ. '

' આંખો તો મોટી કોડા જેવી સે. '

શામળી મનમાં ઉશ્કેરાતી ઓઢણીનો છેડો મસળતી મૂંગી રહી.

' એક રીયોસે, તેય આંખે આવે સે લોકને ' બબડી લૂલિયો ફરી પાછો આડે પડખે થયો. શામળી પણ આવા અપંગના અંગને દુખાડયા બદલ મનમાં દયાથી ઊભરાતી, પશ્ચાત્તાપ કરતી બીજી દિશામાં માથું ગોઠવી ઊંઘવાનો પ્રયત્ન કરવા લાગી. ઊંઘવાના પ્રયત્નો નિષ્ફળ ગયા, કારણ કે પેલો લૂલિયો વારેવારે પગ દુઃખતો હોય એમ ઊંહકારા કરતો ઓ...મા' કરી ઊઠતો હતો, અને શામળીનાં બિડાયેલાં પોપચાં ઊઘડી જતાં. કાન માંડીને શામળીએ સાંભળ્યું તો લૂલિયો 'ઓ...મા' કરતો હતો પણ પછીથી ઝીણું હસતો હોય એમ લાગ્યું ! શામળી જરા છેટે જઈ માથું ઓઢણીમાં લપેટી સૂઇ ગઇ.

ઢોલના ધડીમ ધડીમ અવાજ સાંભળી શામળી ચમકીને જાગી ત્યારે તડકા ચઢી ગયા હતા. બેબાકળી બની, આંખો ચોળી સામે જોયું તો મોટર ઊભી હતી. એમાં કોઈ જાડો. કરડો. કીમતી શાલ-દુસાલામાં લપટાયેલો ભભકાદાર રાજમાણસ બેઠો હતો. એની પડખે ઘુંઘટમાં ઘેરાયલી, સ્થૂલ શરીરની, મોટા પોટકા જેવી બાઈ બેઠી હતી. બાઇએ જમણે હાથે મોટરની આગલી બેઠક પકડી રાખી હતી. આ હાથ કાંડા સુધી સોને મઢેલા હાથીદાંતના ચૂડાથી મઢેલો જોઈ, શામળી, આમાંની એક જ ચૂડી પોતાના કાંડામાં ઝગમગતી હોય તો કેવું !–એવા લોલુપભાવથી આંખો તાણી જોઈ રહી. મોટરની આસપાસ લોકો હાંફળાફાંફળા દોડાદોડી કરતા હતા. નીચા નમી

નમીને સલામ કરતા હતા. રાતવાળો લૂલિયો ઢોલ ટીચતો હતો, અને આગળ ત્રણ જાડી, ટૂંકી, કદરૂપ મારવાડણો એમના ટૂંકા ઘાઘરા ઉલાળતી, લાંબા ટૂંકા હાથ કરતી, કર્કશ સ્વરે કશુંક ગાતી હતી. શામળીએ સમજવા પ્રયત્ન કર્યો. ગીત 'છેલડો મારો સિરોહીરો દરબાર રે' જેવું વાગ્યું. દરબારે ખોળામાં મૂકેલી કોથળી છોડી રૂપિયો કાઢી, એમના તરફ ફેંક્યો, કે શામળી કૂદીને બેઠી થઇ ગઇ અને 'આવો મારા અન્નદાતા' બોલતી, હાથ લાંબો કરી, મોટર નજીક દોડી લળી લળીને જુહાર કરવા લાગી. દરબારે તો ધ્યાન ન આપ્યું, પણ ઠકરાણાંએ પાવલું કાઢી એના તરફ ફગાવ્યું. ચાર આની જોઈ શામળીની આંખો ચાર થઈ ગઈ. એક સાથે આવડી મોટી રકમ હાથમાં આવતાં એનું હૈયું ખુશખુશાલ થઇ ગયું. આ સ્થાનકમાં આવી, એણે પહેલી જ વાર હાથ લાંબો કર્યો, અને એમાં આમ ભાગ્ય ઊઘડી ગયું, એ જોઈ શામળીએ કૃતજ્ઞભાવે, આંખો મીચી 'મા આરાસુરી, સખદખની દાતાર સે, મારી માવડી' કહી, મનથી પ્રણામ કર્યાં.

શામળીની આ ચેષ્ટા ઘણાની નજરમાં હતી. લૂલિયો શામળીને શું મળ્યું હતું તેની કલ્પના કરતો ઝીણી આંખે એને જોઈ રહ્યો હતો. પેલી મારવાડણો પણ એમની કમાણીમાં ભાગ પડાવવા આવેલી આ નવી ભિખારણ તરફ આંખમાંથી ખુન્નસ વરસાવતી ઘૂરકતી ઊભી હતી. દરબારની મોટર જેવી આબુ પર્વતને રસ્તે પડી કે શામળીને તિરસ્કારપૂર્ણ વચનો અથડાયાં; 'માંમી ઝાલર લાગે સે' ગુસ્સાથી રાતીચોળ થતી શામળીએ બોલનારીને તીક્ષ્ણ દૃષ્ટિપાતથી વીંધી નાખી. એનાથી આ ગાળ સહન થતી નહિ. ઝાલાવાડની ધરતીમાંથી ઉત્તર ગુજરાતમાં રળી ખાવા આવનારી ભિખારણોને 'મામી ઝાલર' કહી ખીજવવામાં આવે છે, એ શામળીથી અજાણી વાત ન હતી. પાસે પડેલો પથ્થર ઊંચકી શામળી તાડૂકી, 'મામી ઝાલરની

શોક્ય, બોલી તો તોબરું રંગી નાખીશ. જીભ સમાલીને બોલ.' બોલનારીએ ભય પામી લૂલિયા તરફ એની વારે ધાવા અરજ કરતી નજર કરી; પરંતુ લૂલિયો શામળીનો જોગમાયા જેવો અવતાર અને ગુસ્સાથી રાતુંચોળ થતું ફૂટડું વદન જોતો મૂછમાં હસી રહ્યો હતો. આંખો પ્રશંસા કરતી ચકરવકર થતી હતી. ઊલટો શામળીનો પક્ષ લઇ એ બોલ્યો, 'જાને નામ લેવા.'

મારવાડણે તીરછી દૃષ્ટિકટાર મારતાં કહ્યું, 'એમ વાત છે કે મામા ?'

લૂલિયો તાડુક્યો. 'હા હવે મામા. છાની મર. લે તારા પૈસા, ને પડ રસ્તે.'

મારવાડણે પગમાંથી ખાસડું કાઢી લૂલિયાનો બરડો ખોખરો કરતાં કહ્યું, 'હત તારી જાતનો દેડ મારું. લાવ પૈસા.' લૂલિયાએ ત્રણે જણીઓને પોતાને મળેલા રૂપિયામાંથી ચાર ચાર આના ગણી આપ્યા, તે લઈ ગામમાં જવા ઊપડી. પણ જતાં જતાં એમાંની જુવાન મારવાડણે આઘેથી શામળી ઉપર પથ્થરનો ઘા કર્યો, અને પછી નાઠી. શામળીને બરાબર લમણા પર વાગ્યું. પાછળ દોડી પેલીનું ગળું દાબી દેવા મન થઇ આવ્યું, પણ તમ્મર આવી ગયાં એટલે એ હાથમાં માથું દબાવી ભોંય પર પડી ગઇ.

લૂલિયો બે હાથ વડે ફલાંગો ભરતો પાસે દોડી આવ્યો. આંખો ઉપર હથેલી ચાંપી રાખી, એથી શામળીને બહુ સુખ લાગ્યું. થોડી વારે એની મૂર્છા વળી, ઊઠીને ઊભી થઈ, અને માથે છેડો ખેંચી, આઘી ખસી. આંખમાં બોરબોર જેવડાં આંસુ આવી ગયાં, તે ઓઢણીને છેડે લૂછતી બોલી, 'મેં મૂઈએ શું બગાડયું સે કોઇનું ? હું ઓછી કોઇના નસીબનું ઝૂંટવવા જાઉં છું ? મારા નસીબનું ખાઉં છું, તેય ખમાતું નથી. મૂઆં પેલાં ભવનાં વેરી છે મારાં. જ્યાં

જાઉં ત્યાં આડાંને આડાં'. આશ્વાસન આપતાં લૂલિયો બોલ્યો "લે હવે છાની રે. ઈ કુબ્જા તો સેજ એવી. આળવીતરી. કોક દી માર ખાઈને મરવાની સે. તને શું આલ્યું અલી ?'

'પાવલી'.

'હમ ! ઓહો અમારા જેટલું આલ્યું !'

'કીમ એલા ? તને તો રૂપિયો દીધો'તો ? મેં મારી સગી આંખે દીઠો'તો'.

'પણ ચાર ભાગ પડી ગયાને ?'

'ચાર ભાગ ?' શામળી આશ્ચર્ય બતાવતી બોલી,' તું ઓલી મારવાડણોનો ભાગ રાખ છ એલા ?'

'હોવે, ઈ નાચે, ને હું ઢોલ ટીચું. મળે ઈ વેંચી લઈએ.'

હોઠ વડે ફુત્કાર બોલાવી શામળી બોલી, 'શું ધૂળ નાચતાં આવડે સે! જાણે દેડકી કૂદી.'

લૂલિયો હસ્યો, 'તે ઈંયાં કયાં મોટા મજરા કરવા'તા ? હાથપગ ઉલાળ્યા કે હં ?'

શામળીએ મોં મરકોડી કહ્યું, 'એવું નાચતાં તો હૌને આવડે'.

લૂલિયે આશ્ચર્યથી ભવાં ઊંચકી, હોઠ પર આંગળી મૂકી પૂછ્યું, 'તને આવડે એલી ?'

'હોવે. કીમ નો આવડે ?' કહી, શામળીએ હથેલી પર હડપચી ટકેવી. લૂલિયો એના હાથપરનાં છૂંદણાં મુગ્ધ બની જોઈ રહ્યો હતો. શામળીએ એને છૂંદણા પર વારી જતો જોઈ, બીજો હાથ પણ લંબાવી એનાં ઉપરનાં છૂંદણામાં ચિત્રામણો બતાવ્યાં.

દાઢીએ હાથ ઘસતો લૂલિયો બોલ્યો, 'એલી તારું નામ ?'

'શામળી'.

'ચ્યાંથી આવછ અલી?'

'હાલારમાંથી'.

'ઈ ચી દશે આવ્યું ?'

'કાઠિયાવાડમાં'

'ઇમ તઇં તું મામી ઝાલર સાચી!'

શામળીએ હાથમાં પથ્થર લીધો, 'બોલ્યો તો મૂઆ ફોડી નાખીશ માથું.'

લૂલિયો હસી પડ્યો. 'લે હું તો ખાલી હસું સું. ઇમાં આટલો મિજાસ શેની કરસ ? અને તારો રુઆબ જોવો ગમે સે.'

શામળી સમજી ગઈ કે એનાં રોષથી રાતાચોળ થતાં મોં ઉપર કોણ જાણે કેવાંયે હીરામાણેક ટાંગ્યા હતાં કે લૂલિયો ડોળા ફાડી જોઈ રહેતો હતો! શામળીએ શરમાઇને નયનો નીચા નમાવ્યાં, ત્યારે આ લજ્જાના અભિનવ અભિનય પર પ્રસન્ન થઈ લૂલિયો બોલી ઊઠયો, 'માના બાપ! સેને કાંઈ રૂપ!'

હૃદયમાં લૂલિયાની વધારે પડતી હિંમત પ્રત્યે રોષ અને રૂપની પરમુખે થતી પ્રશંસા બદલ આનંદ પ્રકટ થયાં, પરંતુ જીભે કડવાં વચન કાઢયાં, 'મેર મૂઆ વેરી. જાછ આઘો, કે મેલું એક ઢીંકો'

હાથ વડે ફલંગો ભરતો લૂલિયો હસતો હસતો દૂર દોડી ગયો.

બપોરે લૂલિયો ભૈયાની દુકાનેથી પડિયામાં શાકપુરી લઈ આવ્યો. એકલાં ખાવું ગમતું ન હોય એવું કટાણું મોં કરી બોલ્યો. 'શામળી ખાઇશ?'

'તું ખા તારું'

'લે ને હવે મારી બાઇ, નહિ ઓછું થઇ જાય'.

શામળીએ આંખ કાઢી, 'મોટો ધરમી ન જોયો હોય તો. દયાદાન કરવા નીકળ્યો સે. મૂઆ, હું તમારી જાતને ઓળખું તો? ખા છાનો માનો.'

લૂલિયે આગ્રહની નિષ્ફળતા જોઇ ખાવા માંડ્યું. શામળી પૈસા ખરચી ભૈયા પાસેથી શાકપુરી લાવી ,ખાવાની તૈયારી કરવા લાગી, પરંતુ નસીબ બે ડગલાં આગળ હતું. સામેના ઝાડ ઉપરથી એક વાંદરું ઠેકડો મારી નીચે આવ્યું અને શામળીનો હાથ પકડી બધી જ પૂરીઓ ઝડપી લઇ પાછું ઝાડ પર ચઢી ગયું. બીકથી ડઘાઇ ગયેલી શામળી સ્તબ્ધ બેસી રહી. વાંદરાના ગયા પછી જીવમાં જીવ આવ્યો. જોયું તો સામે બેસી નિરાંત જીવે લૂલિયો શાકપુરી ઉડાવતો હસતો હતો. શામળીને ચીડ ચડી, ત્યાં આગમાં ઘી હોમતો હોય એમ લૂલિયો મશ્કરી કરતો બોલ્યો, 'ઇ વાંદરો છે જ એવો શામળી. બૈરામાણુને દીઠું, કે મારી જ છે ઝડપ'.

શામળીએ ખીજમાં આવી ખાલી પડિયો લૂલિયાના મોં પર મારતાં કહ્યું, 'મેર મુઆ વાંદરા.'

લૂલિયાનું મોં શાકથી ભરાઇ ગયું. કપડા પર એંઠવાડના છાંટા પડયા. બબડતો ફૂફડતો લૂલિયો પાસેના નળે હાથ મોં ધોવા ગયો.

શામળી બીજા બે પૈસા ખરચી, ચાર આંગળની પણ રોજને રોજ ઊણી રહેતી હોજરી સંતોષવા બેઠી; ખાતાં ખાતાં ઊંચે જોયું તો પેલું વાંદરું ઝાડની ડાળે ઠંડે પેટે પૂરીઓ ઉડાવતું બેઠું હતું. શામળીએ દાંત કચકચાવી 'હુક' એવો અવાજ કરી વાંદરાને બીજી ડાળે નસાડી મૂકયું. શામળીને પેલી વાતનું સ્મરણ થયું– એક ડોશી બિચારી ખાવા બેસે, ત્યાં સામે ઝાડ પર રહેતી લખુડી વાંદરી આવે ને ડોશીનો રોટલો તાણી જાય. ડોશી બાપડી ભૂખે મરે. એવામાં ડોશીનો દીકરો દેશાવરથી ઘેર આવ્યો. વાત પૂછી, તાવેથો ઊનો લાલચોળ કર્યો. જ્યાં લખુડી ડોશીનો રોટલો ઝૂંટવવા આવી, ત્યાં ચપ કરતો ચાંપી દીધો. લખુડી જાય નાઠી. બીજે દિવસે ડોશી રોટલો બતાવી લખુડીને કહે, 'આવ્યને લખુડી રોટલો લેવા? લખુડી

શું આવે? કહે, 'શું આવું, ડોશી, તારે છૈયે તો મને બાળી મેલી.' શામળી વાત સાંભળી મનમાં મટકમટક હસવા માંડી. મનમાં વિચાર આવ્યો, મૂઇ ડોશી ભાયગશાળી, દીકરો હતો તઇંને.

વિચારમાં ને વિચારમાં ખાવાની ક્રિયા પૂરી થઇ. શામળી હાથ મોં ધોવા નળ પર આવી. લૂલિયો એના ખમીસે પડેલા ડાઘ ઘસી ઘસીને કાઢવા મથતો હતો, એ જોઈ શામળી હસી.

એને પાસે આવી ઊભેલી જોઈ એ બોલ્યો, 'ડાઘે જતા નથી.'

'ઇજ દાવનો સે તું'.

લૂલિયે ઊંચું જોઈ કહ્યું, 'જરા ઘસી આપને.'

'બોલાવ તારી હોય ઇને. ઘસી આપશે.' કહી શામળીએ નળ નીચે છાંટા ઊડે એમ હાથ ધોવા માંડયા. લૂલિયો દૂર હટી જઇ બોલ્યો, 'મૂઉં આ પાપ કયાંથી આવ્યું?'

શામળી આંખ નચવી હસી. ખિજાયલો લૂલિયો એના ગરવા મોં ઉપર પથરાતો મસ્તીનો ભાવ જોવામાં સાનભાન ભૂલી એકપગે થઈ રહ્યો. શામળીએ તાનમાં આવી જઈ એના ઉપર ખોબો ભરી પાણી ફેંકયું. 'વોય બાપ' કરતો લૂલિયો ચમકીને હાથની ફલાંગો મારતો દૂર નાઠો.

જમી પરવારી શામળી લીમડાની છાયા તળે જરા આડેપડખે થઇ હતી. આજ એનું મન પ્રસન્ન હતું. એક તો સવારમાં ઊઠતાં જ આરાસુરી અંબાએ અમીદૃષ્ટિ કરી હતી, ચાર આના જેવી રકમ મળી ગઈ. વળી બીજાં નવાં આવેલાં ભિખારાંને જોઇ, ત્યાં જ પોતાનો હક્ક કરીને વસતાં ભિખારાં ખીજવાય, અનેક અનેક પ્રકારની કનડગત કરે, એ વાતની જાણકાર શામળી, લૂલિયાનાં નયનોમાં પોતાના પ્રત્યેની લાગણીનો ભાવ જોઇ નિરાંત કરી શકી હતી. લૂલિયા સાથેની ધાંગામસ્તીએ એનું મન પણ હળવું કર્યું હતું.

પડયા પડયા એણે એ જ લીમડાની છાયા તળે, જરા દૂર સૂતેલા લૂલિયા તરફ મીઠી નજર કરી. લૂલિયો એના ઢોલ પર માથું ટેકવી સૂતો હતો, અને હળવે હાથે ઢોલ વગાડતો હતો.

લીમડાની ઘટામાં દૃષ્ટિ પરોવી, શામળી ધીમી હલકે ગાવા માંડી. એને ગાતી જોઇ લૂલિયાએ જરા તાલમાં ઢોલ વગાડવા માંડયું.

લૂલિયો હાલ્યો હાલારમાં,
 કે લૂલિયાનો ટાંગો રળિયામણો,
  ધમ્મ ચકડ ધે મારી વાડીનો લૂલિયો.

શામળીનો અવાજ ઘંટડીના રણકાર જેવો મીઠો હતો. લૂલિયો ખુશ થઇ બોલ્યો, ‘ જરા ઉતાવળે ગાને, શામળી, ’

‘ કીમ તને ગમે છે અલ્યા ? ’ શામળી હસતી બોલી.

‘ હોવે બૌ મેઠો અવાજ સે. ’

‘ ઇમ ? ’

‘ ખોટું નથ કે'તો. મારા જીવના સોગન. આવો અવાજ હોય તો ટંકશાળ પડે ટંકશાળ. ’

ટંકશાળનું નામ પડતાં શામળી બેઠી થઇ ગઇ, ‘ હાચું કેછ એલા ? ’

‘ નઈ ત્યારે ? તું ગા. ને હું વગાડું. પછે જોઇલે રંગ ’

શામળી લાડમાં આનાકાની કરતી બોલી, ‘ પણ મને નાચતાં નો આવડે ઈ ? ’

ભવિષ્યની ભાગીદારી નક્કી કરવાના ઉત્સાહમાં લૂલિયો નજીક આવ્યો અને બોલ્યો, ‘ હવે ઈમાં છે શું ? હમણાં તો કે'તીતી કે મને બધું ય આવડે. આમ પગ લાંબા ટૂંકા કરતાં ન આવડે, મારી બાઈ ? ’

ખભા હલાવી શામળી બોલી, 'ના ભઇ ઇ મને નો ફાવે.'

'હવે નઇ શું ફાવે ? ફાવશે ઇતો. થા ઊભી' લૂલિયાએ આગ્રહ કર્યો.

'ઉંહું'

'હવે ઉંહું ને બુહું. થા ઊભી. આ રેલગાડી આવી સે, તે એ પૈસા મળશે લોક કનેથી !'

અચકાતી લચકાતી શામળી ઊભી થઈ. કેડે હાથ મૂકી ઠેકડા મારવા લાગી. સાથે 'લૂલિયો હાલ્યો હાલારમાં' ગાવા માંડી. લૂલિયો પણ તાનમાં આવી જઇ ધીબાંગ ધીબાંગ ઢોલ ટીપવા લાગ્યો. એમની આસપાસ કુતૂહલપ્રિય લોકોનું ટોળું જામી ગયું. શામળીએ પગ પાસે પૈસા પડતા જોઈ, આનંદની ભરતી અનુભવી. થાકીને નાચતી અટકી, એટલે લોકો વેરાઇ ગયા. પૈસા વીણી લઇ, શામળી ખુશખુશાલ હૈયે લૂલિયાના વાંસામાં ધબ્બો મારતી બોલી, 'મૂઆ વેરી, લોક આગળ મને નચાવી.'

આમ શામળીને આણુરોડ સ્ટેશન ફાવી ગયું. કડવા લીમડે શીતળ છાયા આપી. લૂલિયાએ એની ભાગીદાર મારવાડણોને પડતી મૂકી, અને શામળી પણ કામણગારી શામળી સંગે જીવતર જોડયું. બન્ને જણાં જ્યાં ત્યાં લોકોનાં ટોળાં જમાવી કમાણી કરવાં લાગ્યાં. પહેલાં લૂલિયો ધીબાંગ ધીબાંગ ઢોલ ટીપે, લોક ભેગાં થાય, એટલે શામળી મોટે અવાજે બોલે, 'કીમ લૂલિયાભાઈ.'

'શું બોલ્યાં હાલારનાં પટરાણી ?'

'એલા ધમ્મચકડ લેશું કે ?'

'હો. થાવા દો મારાં બાઇ.'

અને પછી પટરાણી સાહેબા પગના ઘૂઘરા ગજવતા, થનગનવા માંડે ! આણુગામ અને સ્ટેશન આ હાલારના પટરાણીની ધમ્માચકડથી

ગાજી ઊઠતાં, અને નાનાં છોકરાં પણ ‘ લૂલિયો હાલ્યો હાલારમાં ’ કરતાં નાચી ઊઠી, શામળીની લોકપ્રિયતાની સાક્ષી પૂરતા.

સ્ટેશન માસ્તરથી શરૂ કરી સામાન્ય કુલી સુધીનો વર્ગ શામળી પર ખુશમિજાજ રહેતો. તેમાંયે શિવલાલ જેવો કડક ગણાતો ટી. ટી. પણ શામળીને જોઇ એનાં વાંસામાં મારેલા ધબ્બાની ચમચમાટી યાદ લાવી મૂછમાં મલકાતો ત્યાંથી પસાર થતો. અને શામળી, ‘ કીમ માસ્તર સાબ ’ કહી એના તરફ આંખને અણુછાજતી રીતે ઉછાળતી. એ જોઇને લૂલિયો ડઘાઇ જતો. શામળી એને મન ભલ-ભલાનાં માન મુકાવે તેવી શક્તિશાળી લાગતી. એનો રુઆબ જોઈ લૂલિયાની આંખો અંજાઇ જતી. એના ગુસ્સા સામે એ થરથરી ઊઠતો. પોતાનો લૂલો પગ જોઈ ઊંડો નિઃશ્વાસ નાખતો, અને શામળીના મોં સામે દયામણું મોં કરી તાકી રહેતો.

લૂલિયો શરૂઆતમાં તો પોતાની દીનતા વ્યક્ત કરી, મહારાણી શામળીની દયા પામી, એટલાથી જ સંતોષ માની લેતો. પરંતુ જેમ જેમ દિવસો વિતતા ગયા, તેમ તેમ ગરીબ ગાય જેવો કલ્લા-ગરો લૂલિયો ચીડિયો થતો ગયો. શામળીની કોઇક છેડતી કરતું તો એ ઝઘડો કરી ઊઠતો. શામળી કોઈ જોડે હસીને વાત કરતી, તો કહેતો. ‘ વેબલા જીમ ખિખિયાટા શેની કરછ ? ’ આમ એના મિજાજનો પારો ચઢવા લાગ્યો.

ચતુર શામળીની નજર બહાર આમાંનું કશુંજ નહોતું. મનમાં હસીને બબડતીયે ખરી, ‘ મૂઓ વેરી. કીમ જાણે મારા રોયે હાથ ઝાલી ઘરમાં બેહાડી ન હોય ઇમ ધનક કરેસે.’ પણ શામળી વ્યવહારુ હતી. લૂલિયાને છોડી કમાણીનું સાધન તોડવા એ તૈયાર નહોતી. ભૂખના દુઃખનો ઘણો અનુભવ હતો, એટલે આવી મળેલા સ્વર્ગ-સુખને તજવા શામળી તૈયાર નહોતી. વળી લૂલિયાનો મિજાજ

કાબૂમાં રાખવો, એ કંઈ મોટી વાત નહોતી. ગમે તેવો આડો થઈને બેઠો હોય, પણ શામળીનાં નમણાં નયનોમાં ભભૂકતી વીજળી એનાં ગાત્રો ગાળી નાખતી. બબડતાં ફફડતાં શામળીને વશ થવું પડતું. આમ શામળીનો સિતારો તેજ હતો.

પણ તેજ તો સૂરજદાદા માથે તપતા હોય ત્યાં લગીને ? શિયાળાની કડકડતી ઠંડીના દિવસો હતા. ટાઢ કહે મારું કામ. પવન ફૂંકાવા લાગ્યો હતો. લીમડાની છાયા તજી, શામળી અને લૂલિયો સ્ટેશનના છાપરા તળે આવી ભરાયાં હતાં. પણ ભોંયતળિયાના બરફ જેવા ઠંડા પથ્થર શરીરની ગરમી સાચવવાને બદલે શોષી લેતા હતા. શામળી પાસે ઓઢવા પાથરવાનું કંઈ જ નહોતું, પણ લૂલિયાએ ઉદારતા બતાવી એને પાથરવા માટે પોતાનું ફાળિયું આપ્યું હતું. વળી ગઈ રાતે, ટાઢથી બચવા પેટમાં પગ ભરાવી ઊંઘતી શામળીને થરથર ધ્રૂજતી જોઈ, એણે એનો ઓઢવાનો કોથળો ઓઢાડયો હતો, અને પોતે આખી રાત દાઢી ડગમગાવતાં ગાળી હતી. શામળીએ સવારે આ વાત જાણી, ત્યારે એનું હૃદય લૂલિયા પ્રત્યે કૃતજ્ઞતાથી છલકાઈ ગયું હતું.

આજે પણ લૂલિયાએ પોતાનો કોથળો ઓઢવા આગ્રહ કર્યો, પણ શામળીએ ચોખ્ખી ના સંભળાવતાં કહ્યું, 'તું ઓઢ, મને ટાઢ નથી વાતી. તું અપંગ કહેવાય.'

'પણ તું ટાઢે ઠરે ઈ મેંથી કીમ જોયું જાય ?'

'પણ ને બણ, સો વાતની એક વાત. મારે તારો કોથળો ન ખપે. હું ઓઢું ને તું ટાઢે મરે, ઈ સારુ ન કેવાય.'

'તંઈ ઈમ કર' લૂલિયાએ ઉપાય બતાવ્યો, 'લાય વચ્ચેથી ઉતરડી નાખીએ. એક કકડો હું ઓઢું, બીજો તું ઓઢજે.'

'હા લે, ઈ ઠીક.' શામળીને વાત ગમી ગઈ. બન્નેએ કોથળાના બે ટુકડા કરી વહેંચી લીધા.

પરંતુ કોથળાના ટુકડા તે રાતની ટાઢ ઝીલે તેમ નહોતું. ઠંડા પવનના સુસવાટા ખાતાં સિસકારા બોલાવતાં બિખારાં સ્ટેશનની છાપરી તળે ટૂંટિયાં વાળી પડયાં હતાં. દાંતની કડકાટી બોલતી હતી, ને દાઢીઓ ડગમગતી હતી. એક ખૂણામાં કોકડું વળી શામળી ટાઢે થરથરતી સૂતી હતી. ઉભડક બેસી બીડીની ફૂંકે ફેફસાં ગરમ કરતો લૂલિયો વિચારમગ્ન હતો. મનમાં ગડમથલ થતી હતી. શામળીને ધ્રૂજતી જોઇ પ્રેમથી પ્રજળી જતું હૃદય, પોતાનો કોથળો એને ઓઢાડી દેવા ઉશ્કેરતું હતું, જ્યારે એનો હાથ પોતાને વાતી ટાઢને લીધે શરીર પરથી કોથળો ખસેડવાની આનાકાની કરતો હતો. ત્યાં પવનનો સપાટો આવ્યો, શામળીએ 'ઓ મા' કરી શરીર સંકોડયું. લૂલિયાથી આ દેખ્યું ગયું નહિ. હૃદયનો વિજય થયો. કોથળો લઇ એણે શામળીને ઓઢાડયો.

શામળી બેઠી થઇને બોલી, 'મૂઆ ટાઢે જશ મરી. લે ઓઢ તારો કોથળો.'

'ના તું ઓઢ.'

'જશ હાલ્યો મારા બાપના જૂતા લઇને.'

'છો જાઉં. અહીં મિયાંને પાછળ કોઇ રુએ એમ હતું ?'

'શામળી કૂંણી બની, 'ગાંડો થા મા. આવ્ય અહીં ઓરો, કોથળો ઓઢાડું.'

લૂલિયો નજીક આવી સૂતો, શામળીએ એને કોથળો પાછો આપી ફરી નસકોરાં બોલાવવા માંડયાં. ઊંઘના ઘેનમાં ટાઢનું દુઃખ વીસરવા પ્રયત્ન કરતાં બન્ને જણાં પડી રહ્યાં. ઠંડા પવને ફરી સુસવાટો બોલાવ્યો, અને ટાઢમાં ઠરતી શામળી 'ઓ માડી' કરતી લૂલિયાના પડખામાં આવી ભરાણી. લૂલિયાના શરીરના સ્પર્શથી શામળી ચમકી તો ખરી, પણ હૂંફ એવી મીઠી લાગી કે દૂર

બસવા મન ન થયું. લૂલિયાની તો ઊંઘ જ ઊડી ગઈ. એનું ઠંડું અંગ ગરમીની લાલસાએ પડખામાં જ સૂતેલી શામળીના અંગનો સ્પર્શ ઝંખતું નજીક ધસડાઈ ગયું.

શામળી જાગીને પાટુ મારતાં બોલી, 'મૂઆ વેરી, જા આઘો.'
પણ તે રાતે જ્યારે બીજી વાર લૂલિયો નજીક આવ્યો, ત્યારે શામળી એના દેહની ગરમીની હૂંફનો મોહ છોડી શકી નહિ.

સવારે જાગી ત્યારે શામળીનું અંતર અપૂર્વ તાજગીનો અનુભવ કરતું હતું. એણે આંખો ચોળી, આળસ મરડી ચોતરફ મીઠી નજર નાખી, તો ધરતી વર્ષાનું જળ ઝીલી, આંખો ઠારે તેવી શીતળ, અને શ્વાસ લેવાનું મન થાય તેવી ગંધવતી બની હતી. પળભર હૈયામાં પૂર્ણ સંતોષની લહરી ફરી વળી, ત્યાં લૂલિયાનું સ્મરણ થયું. એની શોધમાં દૃષ્ટિ આસપાસ આવાસમાં ફરી વળી, પણ ક્યાંયે લૂલિયાનો વાસ નજરે ન ચઢ્યો. 'હશે આટલામાં' બબડી, મન મનાવતી શામળી, ગત રાત્રિના પ્રસંગની યાદ આવતાં અકલ્પ્ય ભયથી ચમકી ઊઠી, 'હાય હાય મા' એના હોઠેથી ઉદ્ગાર સરી પડ્યો, અને હાથ ધડકી ઊઠેલી છાતીએ જઈ અડ્યો. શરીરમાં ધ્રુજારી ફરી વળી. આંખો વિવશ બની લૂલિયાને ખોળતી અહીં તહીં ભટકી રહી. ગાડી આવવાનો વખત થયો હતો, એટલે 'આવશે હમણાં. પછી વાત છે મૂઆની' બબડતી એ વખતે તો શામળી નિત્યકર્મમાં ગૂંથાણી, પરંતુ સૂરજ માથે આવ્યો, છતાં લૂલિયો દેખાણો નહિ. એમને એમ રાહ જોતી સાંજ પડી, પણ લૂલિયાનો પત્તો જ નહોતો.

શામળીએ આશા મૂકી દીધી. ભવિષ્યમાં દૃષ્ટિ પહોંચી વળી, અને ચિત્ત ચિંતા અને લજ્જાથી વ્યાકુળ બની ગયું. દીર્ઘ નિશ્વાસ મૂકતાં કપાળ કૂટી શામળી આવી પડનારી આફતના ઓળાથી

અકળાતી બોલી, 'પેલા ભવના વેરી છે મૂઆ જ્યાં જાઉં ત્યાં આડા ને આડા.'

તે પછીથી શામળીની પરિસ્થિતિ દિનપ્રતિદિન બગડતી ચાલી. લૂલિયા ઢોલી વિનાની હાલારની પટરાણી મોરપિચ્છ વિનાની ઢેલ જેવી વરવી લાગવા માંડી. ઢોલી વિના ધંધો પડી ભાંગ્યો, એટલે ગાડી પર ફરી ભીખ માગી પેટગુજારો કરવાની ફરજ પડી. લૂલિયો પાછો આવે, તો એને માફી આપવા શામળી ઉત્સુક બની ગઈ હતી, પણ એ જાણતી હતી કે એનો મિજાજ જોઈ થરથર કાંપતો લૂલિયો, ફરી સામે આવી આંખમાં આંખ મેળવવાની હામ ભીડી શકવાનો જ નથી. ભવિષ્યની ચિંતાથી ઘેરાતી શામળી નિષ્ફળ રાહ જોતી હતી.

અંતે થાકી નિરાશ હૈયે આ ભવનાં પાતક ધોવા અંબા આરાસુરીને ધામ પહોંચવા શામળીએ નિશ્ચય કર્યો, અને પૂનમની એક વહેલી સવારે, પોટલી બગલમાં દબાવી શામળી માજીને આરે આવી. અહીં રહી અંબામાની ભક્તિ કરવી, અને પેટના પાપથીયે વછૂટવું એવી એની ઇચ્છા હતી. એટલે ભિખારાં ભેગાં ભળી જઈ દિવસો વિતાવવા માંડયા. અંતે પૂરે મહિને એક વૃક્ષની શીતળ છાયા તળે, પેટની પીડાથી કષ્ટાતી શામળીએ પુત્રરત્નને જન્મ આપ્યો, અને સાથે રડતે રાગે આશીર્વચન ઉચ્ચાર્યાં, 'આવ્યા પેલા ભવના વેરી; બાકી રીયું હતું તે પૂરું કરવા.'

× × ×

ખુશનુમા પ્રભાત હતું. શરીરને પવનનો સ્પર્શ મીઠો લાગતો હતો. શામળી કેડપર છોકરું તેડી સત્રારની ગાડી પર ભીખ માગતી ફરતી હતી. બાળકને આગળ ધરી, 'આલો મારા સાબ, છોકરું ભૂખે મરે સે' કહીને ખોળો ધરતી હતી, પણ હજી સુધી અંદર કંઈ પડયું નહોતું.

એક બારી પાસે શામળી ઘણી વાર સુધી આશાતુર ઊભી રહી. એક દયાળુ દેખાતો માણુસ પૂરી શાક ખાતો હતો, તેના પર શામળીની આંખ ચોંટી રહી હતી. ગઈ કાલે શામળીને કંઇ ખાવાનું નહોતું મળ્યું. એક પૈસોયે હાથમાં નહોતો આવ્યો, એટલે પેટમાં ભૂખની ચૂંક આવતી હતી. તેથી એના પગ આ બારી પાસે જડાઇ રહ્યા હતા. એના દુર્ભાગ્યે, પેલો માણુસ ઉદાર દેખાતો હતો, એટલું જ હતું. એણે શામળી તરફ જોયું પણ નહિ.

શામળી કરગરતી રહી, 'બે દીથી છોકરું ભૂખ્યું સે, મારા શેઠ.'

પણ શેઠે તો પૂરી પૂરી કરવા તરફ ધ્યાન રાખ્યું. શામળીને લાગ્યું કે હમણાં બધું સફાચટ થઇ જશે, અને એમાંથી એકાદ પૂરી પામવાની આશા ધૂળમાં મળી જશે. એટલે બને એટલા ગળગળા સાદે કરગરતી બોલી, ' આમ તો જુઓ, મારા સાબ.'

આમ વિચિત્ર નિમંત્રણનો પેલા માણસથી અસ્વીકાર થઈ શકયો નહિ. શામળી સામે જોઇ એણે ડોળા કાઢયા, પણ ત્યાં એની કેડમાં બેઠેલા બાળકે મીઠું સ્મિત કરી, માગતો હોય એમ એનો કૂણો નાનો હાથ લંબાવ્યો.

માણસે એના હાથમાં પૂરી મૂકી. છોકરો પૂરીવાળો હાથ મોં નજીક લાવ્યો. છોકરો પૂરી ખાઈ શકે તેમ નહોતો, છતાં ભૂખી શામળીએ એના પહોળા ઊઘડતા મોંમાં પુરી ગરક થઈ જશે એવી બીકથી, એના હાથમાંથી પૂરી ઝૂંટવી પોતાના મોંમાં મૂકી દીધી.

પેટમાં કંઇક શાન્તિ વળી, ત્યારે છાતી પર મુક્કીઓ લગાવતા બાળકને છાતી સાથે દાબી, હોઠ ગાલ પર ચૂમીઓનો વરસાદ વરસાવતી, સજળનયના શામળી વાત્સલ્યથી ઊભરાતી બોલી, ' મૂઆં પેલા ભવનાં વેરી !'

વાર્તા બીજી :

'વોય માડી રે! મોતડિયાં આવ્યાં.' કોકડું વળી ગયેલી ડોશી ટાઢમાં ડગમગતી દાઢી સ્થિર કરવા નિષ્ફળ પ્રયત્ન કરતી બોલી અને સામે કરેલા તાપની વધુ નજીક આવી.

ઉભડક બેસી, પહેરણ ઊંચું લઇ છાતી શેકતો વૃદ્ધ બોલ્યો, 'તો ઇમાં ચીયાં એવાં રાંધ્યાં ધાન રઝળે ઇમ હતાં, લખમી? આ ઉમરે મોત આવે તો ભલા છૂટયા. પછી ટાંટિયા ઘસવાનો દન તો ન આવે.!'

કપાળે હાથ અડાડી લખમી બોલી., 'માગ્યે મળતાં હોત તો જોત શું, ભગત? હું તો કયારની બે હાથ જોડી વેનતી કરું છું કે બાપલિયા, હવે ઉપાડી લો, ઘણું જીવ્યાં, ઘણું લીધું ને ઘણું દીધું. ધરતી હારે હવે તે શી લેણદેણ બાકી છે કે તાંતણો તૂટતો જ નથી?'

છાતીમાં ગરમી આવી એટલે ડોસાએ ખમીસ નીચું કરતાં કહ્યું, 'લેણુ ને દેણુ બાકી હોય તો આપે બીજે અવતાર. પુરું કરશું ઇ વેળા. શીદને આ ઘયડે ઘડપણ આંતરડાં અમળાવે છે?'

'આજ તો રખડીરઝળી થાક્યાં પણ મૂઠી ધાન મળ્યું નથી. દા'ડે દા'ડે માણાના જીવ જ ઓછકલા થતા જાય છે, ઇ આ ઉમરે જોયું જાતું નથી. બળ્યો જીવ તો હોલદોલ રાખવો જોઇએ. ઇમને પાંચ આંગળની ભરવા જોઇએ ને

અમે શો ગનો કર્યો? કે'શે મજૂરી

## સૌ સૌનો ધરમ

કરો, કામ કરો. એલા આ ઉમરે મજૂરી કરવા કહેતાં શરમાતા નહિ હોય ? શી દુનિયા છે ?'

ડોસાએ ઘૂંટણથી પેટ દબાવતાં નિઃશ્વાસ નાખી કહ્યું, ' મલક માથેથી સત ગયું, લખમી. આ થોડું ઘણું રીયું છે, ઇ આપણે હાલ્યાં કે આપણા ભેળું. પાછળ નરાતાર અંધાર. જીવતી રે' તો જોજે તારી સગી આંખે.'

આ ધર્માવતારના મૃત્યુ બાદ પૃથ્વી પરનું પુણ્ય પરવારી જશે એવી નિશ્ચયાત્મક વાત સાંભળી ડોશી ઘડીભર મૂંગી બની ગઇ. પછી થોડી વારે ઊંડા નિઃશ્વાસ સાથે બોલી, ' મારો દિનાનાથ ઇ દેખાડવા જીવતી નો રાખે, ભગત. હું તો તમારા આગળ હાલી નીકળું કે જગ જીતી. હવે તો લાખ વાતે ય ભગવાન મોત આપે એટલે હાઉ.'

સડસડાટ કરતો ઠંડા પવનનો સુસવાટો આવ્યો અને તાપણા પાસે બેઠેલાં આ વૃદ્ધ સ્ત્રીપુરુષ સિત્કાર બોલાવતાં, તાપની મીઠી જ્વાળાઓ મોં ઉપર ઝીલવા લાગ્યાં.

બન્નેનાં વદન પરની કરચલીઓને ઘડીક અજવાળતો અને ઘડીક મ્લાન કરતો તાપણાનો અસ્થિર પ્રકાશ હવે ઓછો થતો જતો હતો. બળતણ ખૂટયું હતું.

ડોસાએ ચિંતાતુર નજરે ચારે તરફ જોતાં કહ્યું, 'લખમી, બળતણ તો ખૂટયું-રાત શે જશે ?'

ડોશીએ લમણે હાથ મૂકયોઃ ' આટલામાં કંઇ મળે ઇમ પણ નથી.'

બળે એવું તો ઘણું ય એટલામાં મળી શકે તેમ હતું, પરંતુ એ લેવા જતાં અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે. અને એ કરવા જેટલી હિંમત કયાંથી લાવવી ? થોડેક જ દૂર ગાડીવાળાઓને

ગાડીઓ ઊભી રાખવાની જગ્યા હતી, ત્યાં ઘણુંએ ઘાસ પડયું રહેતું. પણ મોટો ડર મામુદનો હતો. ઘાસના તણખલાને હાથ અડાડો કે મૂઆ પડયા સમજો. ઘોડાનો ચાબૂક ને તમારી પીઠ. મામુદો એના ઘોડાને આખો દિવસ દોડાવી દોડાવી થકવે, ને રાતે આવું વેરણ-છેરણ ઘાસ ભેગું કરી ખવડાવે, એવો દિલનો કંજૂસ. હરામ જો ઘોડાના ઘાસ પાછળ ચાર આનાય ખરચે તો. એ મામુદાની નજર ચૂકવી ઘાસ લાવવું એ સહેલ વાત નહોતી.

મામુદો સ્મરણમાં આવ્યો અને ગયો તે સાથે તાપણાએ રજા લીધી. એની જવાળા શમી ગઈ. અંગારા થોડી વાર તો તપ્યા પણ પછી ઉપર રાખ વળી. તાપ મળતો બંધ થયો કે તરત ટાઢનું જોર જણાયું. બેચાર વાર થરથર ધ્રુજારી ખમવી પડી એટલે ડોસો કંટાળીને ઊભો થયો, કોથળાને ત્રણ બાજૂથી ઉતરડી લઇ બનાવેલો કામળો શરીર પર લપેટી ડોસો બોલ્યો, ' હું જરા આવું—કંઇ મળે તો.'

ડોશી ચિંતા બતાવી બોલી, ' ના મળે તો રોકાતા નહિ, વે'લા આવજો. '

' ભલે. ' કહી ડોસો બળતણની તપાસમાં નીકળ્યો.

રાત્રિની શાન્તિનો ભંગ કરતો ઠંડો શિયાળુ પવન સુસવાટા કરતો હતો. ઘરમાં સંશય પમાડે એવો ખખડાટ થાય, તો યે ગોદડામાંથી બહાર મોં કાઢી જોવાનું મન ન થાય તેવી ઠંડી હતી. ડોસો ધ્રૂજતો ધ્રૂજતો શરીર પર કોથળો લપેટતો ' ગાડીઓ અહીંયાં ઊભી રાખો ' એવું લખેલા પાટિયાવાળા થાંભલા પાસે અટકયો. ચોતરફ ચોરની જેમ દૃષ્ટિપાત કર્યો. નીચે પડેલું ઘાસ જોતાં આંખમાં લોલુપતા આવી, પણ બીજી પળે સહેજ જ દૂર ઊભો ઊભો ઊંઘતો, ઘોડાની લગામ પકડી ઝોલાં ખાતો મામુદ નજરે પડયો. ડોસાની આંખમાં ત્રાસ છવાઇ ગયો.

મામુદ ખરેખર ઊંઘમાં હોય તો થોડુંક ઘાસ વીણી લેવું એવા ઇરાદાથી ડોસો ઉભો રહ્યો, થોડી વાર ચોરની જેમ ત્વરાથી નીચા વળી, બે હાથે ઘાસનો બાચકો ભરી ડોસો નાસવા ગયો, પણ ત્યાં સામે જ કાળ જેવા મામુદને હાથમાં ચાબૂક લઇ ટટ્ટાર બેઠેલો જોઇ એનાં મોતિયાં મરી ગયાં હાથમાંથી ઘાસ પડી ગયું.

મામુદે ચાબૂકનો અવાજ કરી આજ્ઞા ફરમાવી, ‘બધું ઘાસ ભેગું કરી મારા ઘોડાના મોં આગળ ઢગલો કર, ડોકરા. નહિ તો મૂઓ સમજી લે.’

ડોસાએ કચવાતે મને બધું ઘાસ ભેગું કરી ઘોડાના મોં આગળ નાખ્યું. ઘાસ નાખવા નજીક ગયો કે એના વાંસા પર ચાબૂક પડયો. ડોસો ધ્રૂજી ઊઠયો.

‘મામુદ કાકા, રે'વા દો હવે, ઘયડે ઘડપણ માર નથી ખમાતો.’

‘ચોરી કરવી ને વળી શાહુકારી?’ આ મોટા શાહુકારે બરાડો પાડયો.

‘ભાઈ આ તો ટાઢે લઈ વાળ્યાં, તે થોડું ઘાસ લેવા આવ્યો હતો. ટાઢમાં જીવ જાય છે.’

‘તો કયાં પાછળ કોઇને રોવું પડે એમ છે, ડોસા? સાલો બુઢ્ઢો થયો તો ય મરવાનો ડર લાગે છે!’

જતાં જતાં ડોસો બબડયો, ‘મરવા તો અબઘડી તૈયાર છું, પણ કંઇ મોત આવ્યા વના? હાથોહાથ તાંતણો તૂટતો નથી, એટલો જીવ પોચો. બાકી હવે શી માયા? તંબૂરો વગાડી પેલું ભજનિયું તો આજકાલ કરતાં વીસ વરસથી ગાઉં છું:

**‘સંસારી સંબંધ તોડી, જીવ આપ ચરણે જોડી,**
**હું તો બેઠો બની બાવો, બાવો, બાવો, રે!’**

ટાઢથી ધ્રૂજતા હોઠ, ધીમે અવાજે ભજનની પંક્તિઓનું અસ્ફુટ ઉચ્ચારણ કરી શાન્ત થયા. એક પ્રકારની કડવાશ પાણીની છાલક જેમ ડોસાના હૃદયમાં છલકાઈ રહી. આજ કેટલાં વરસથી હાથમાં મોરપિચ્છથી શોભતો તંબૂરો ને કરતાલ લઈ ડોસાએ ભગવાનનું નામ ભૂલતા આ પામર માનવીઓના કાનમાં ભક્તિરસનો મહિમા ગાઈ સંભળાવ્યો હતો ? ને સાથે ઝીણે અને સુરીલે અવાજે મંજીરા વગાડતી ડોશીએ પણ રંગ રાખ્યો હતો. એ પ્રભુભક્તિની જ્યોત અખંડ રાખનારાં ભાવિકોના જ નસીબમાં, જીવનની જ્યોત સાચવવા જેટલી યે સામગ્રીનો અભાવ હોય પછી બધું કડવું ઝેર જેવું ન લાગે ? ડોસાનું દિલ ખાટું થઇ ગયું.

એના પગ પાસેની લાતી તરફ વળ્યા. દૂરથી લાકડાના ગંજ ખડકેલા જોઇ ડોસાએ ઊંડો નિઃશ્વાસ મૂક્યો. આમાંથી એકાદ ટુકડો મળે તો આખી રાત સુખમાં નીકળી જાય એમ હતું. પણ પકડાય તો મોટી ચોરી કહેવાય. કાલ સવારે આખું ગામ ભગતની ભક્તિને વગોવે એ વધારામાં. ઝાંપા પાસે ઊભા રહી નજર કરી તો એની આશા સાવ નિર્મૂળ થઈ ગઇ. એને હતું કે ઝાંપાની બહાર છોડિયાં પડયાં હશે–ઘણી વાર મજૂરો લાકડાં ફાડતા ત્યારે છોડિયાં બહાર પડતાં–તે વીણી લઈશું. પણ અહીં તો લાતીનો માલેક હાથમાં ફાનસ લઈ ઊભો હતો, અને એની સ્ત્રી, બે છોકરાં ને એક નોકર, બધાં કમર કસી છોડિયાં વીણવા લાગી ગયાં હતાં. ડોસાએ નિરાશામાં શિર હલાવી બડબડાટ કર્યો, 'વીણો બાપા, વીણો. જોજો કોઇ અભાગિયાના બળતણ માટે છોડિયું સરખું યે મૂકી જતાં. શો જીવ થઇ ગયો છે માણા માતરનો ? હે રામ !'

નિષ્ફળતાનો અનુભવ થતાં ડોસાના પગ ઢીલા થઈ ગયા.

નિરાશ થઇ ડોસો પાછો ફરતો હતો ત્યાં પાછળથી એને કોઇએ ઓઠે સાદે બોલાવ્યો :

'ક્યાં ચાલ્યા, ભગત ?'

ભગતે અવાજ ઓળખ્યો. એ રતન હતી. સોળેક વર્ષની મેલીઘેલી, પણ હસમુખી, સવાર સાંજ માગી ખાતી ભિખારણ રતન હતી.

'તું ક્યાં જાય છે, રતન ?'

'હોટલને ઓટલે, ઊંઘવા.'

'તને ભલો ઇયા પડી રે'વા દે છે જગોમા'રાજ ?'

'જગોમા'રાજ તો જાણતો ય નથી, ભગત.'

'પણ ત્યાં તો પેલો સૂએ છે ને ?'

'હા, સૂએ જ છે તો.'

'કોણ ?'

'મોહન.' રતનના અવાજમાં કૂણપ હતી.

'ઈ ભલો તને સૂવા દે છે ત્યાં ?'

રતન મૂંગી રહી.

ડોસો સમજ્યો અને વહાલથી બોલ્યો, 'બહુ ભલો છે મોહન. કોઇ દિ' ચા પીવા જાઉં, તો જગામા'રાજની નજર ચૂકવી આખો પ્યાલો ભરી જાય. બહુ ભલો.'

છોકરી 'હી–હી–હી' એમ ઝીણું હસીને ચાલી ગઈ.

ડોસો ઘડીભર ટાઢનાં ઉકરાંટાં આવતાં હતાં તે ભૂલી ગયો. આ નવી વાતે એના મનમાં સાનંદાશ્ચર્યની ભરતી આણી હતી. પેટમાં વાત નહિ ટકે અને આ રસાસ્વાદમાં ભાગીદારની જરૂર પડશે જ એમ એના ઝડપથી ઊપડતા પગ પરથી સ્પષ્ટ થતું હતું. એના વિશ્રામસ્થાન વડલા તળે પહોંચ્યો ત્યારે બિચારી ડોશી એના કોથળામાં ટૂંટિયું વાળી થાકીપાકી સૂતી હતી. ડોસાના પગના અવાજે એણે જાગીને પૂછ્યું, 'કંઇ મળ્યું ?'

'ના' કહી ડોસો બેસી ગયો.

'ત્યારે તો કાઢો હવે આખી રાત ટાઢમાં થરથરતાં. શું થાશે? આ કરતાં મોત શું ખોટું રોયું!' ડોશીએ બળાપો કર્યો.

પણ આ વખતે ડોસાએ મરવાની વાતમાં પહેલાં જેટલો ઉત્સાહ બતાવ્યો નહિ. એના મનમાં બીજી જ વાત ઘૂમતી હતી. અંતે રહેવાયું નહિ એટલે ધીમે અવાજે કહ્યું, 'તને ખબર છે બીજી કાંઇ? પેલી રતન ખરીને રતન, ઇને અને ઓલ્યા મોહનિયાને ભારે બને છે, હમણાં હમણાં.'

ડોશીએ રતનને થોડી વાર પહેલાં જ સામેની હોટલના પગથિયે ઊભી રહેલી જોઇ હતી એટલે એણે કહ્યું, 'મને યે ઇમ લાગ્યું કે કંઈ છે ખરું?'

ડોસાએ ખાંખાખોળા કરી ફાળિયામાંથી બીડી શોધી સળગાવી અને ધુમાડાને ફેફસાં સુધી મુસાફરી કરાવી ગરમ થવાનો પ્રયત્ન કરવા માંડયો. 'શું હશે, હેં એલી?'

ડોશી હોઠ પર આંગળી દાબી આછું હસતી બોલી, 'ઊંહ! હોય શું વળી?'

ડોસો પળભર શાન્ત રહી બોલ્યો, 'આપણા જેવું હશે તો.'

'તમે ય તે!' કહી ડોશીએ કોથળામાં વધારે ટૂંટિયાં વાળ્યાં. શરમથી કોકડું વળી ગઈ એમ તો ઉમરનો વિચાર કરી કહી ન શકીએ.'

'આપણે ય આમ જ એકબીજાને મળતાં ને તું ન આવતી તો—'

'મારા ભોગ બીજે દિ.' ડોશી વચ્ચે બોલી. એના ઉદ્‌ગારમાં વહાલપ હતી.

'શાના ભોગ વળી?'

'નહિ ત્યારે? ફજેતીના ફાળકા. આખું ગામ જાણે કે ભગતે લખમી જોડે અબોલા લીધા છે.'

ભગતે નિશ્વાસ નાખી કહ્યું, 'ઈ તો જેની વાટ જોતાં હોઇએ, ઇ નો આવે તો ખબર પડે, લખમી, કે કેવું હોય છે.'

ઘડીભર બન્ને લાગણીની છોળોમાં ડૂબી શાન્ત રહ્યાં. વાત કરતાં અટકયાં, તે જ સમયે પવન પર કૂદતો આવતો કોઇનો મંજુલ કંઠસ્વર કાને અથડાયો. દૂર હોટલની ઓસરીમાં મોહન અને એની મોહના રતન એકબીજાની સોડમાં ભરાઇ મીઠી મીઠી વાતો કરી રહ્યાં હતાં, રતન લાડમાં કહેતી હતી, 'કોક દિ' મોડું થઇ જાય, ઇમાં આટલો ટચડાય છે શાનો? લગન પછી તો તું જાણે કોટે વળગાડીને ફરીશ, આજકાલ તારા સ્વભાવમાં જ ફેર પડી ગયો છે, કયાં ગઇ'તી? શું કરતી'તી? ઓલ્યા જોડે વાત એમ કરતી'તી? પેલા સિપાઇડે મૂએ મશ્કરી કરી, તાં કે'શે તારે કંઇ હશે તઈને? અદેખાઇનો જ પાર નહિ, વહેમનો જ પાર નહિ.'

'તું મને અદેખાઇ થાય એવું ચ્યાં ઓછું કરે છે તે ન ખિજાઉં?' મોહન બોલ્યો. 'આજ આખો દન મોં બતાવ્યું નહિ ને રાતે આવી મોડી મોડી, બપોરે કે હાંજે ચા પીવાય નોં આવી.'

વાત સાચી હતી, આજે જ શેઠે મહિનાના પગાર લેખે દોઢ રૂપિયો આપી, બાકીનો દોઢ રૂપિયો રતનને ચા પાવાના ખર્ચનો ગણી કાપી લીધો હતો, મોહનને શરૂઆતમાં બહુ ખોટું લાગ્યું પણ પછી દરકાર કરી નહિ. એની રતન પાછળ બાકીનો દોઢ રૂપિયો પણ ખરચાઇ ગયો હોત તો યે મોહન પરવા કરત નહિ, અંતે તો બધું એને માટે જ હતું ને?

'કાપી લે તો એમાં થઈ શું ગીયું?' મોહનના સ્વરમાં બેદરકારી હતી, 'એટલા ઓછા સાચવવા, કાલે ચા પીવા ન આવે તો મારા જીવના સોગન.'

'હાય મોહન આવું શીદને કરતો હઇશ?' દુ:ખથી ઊભરાતા

સ્વરે રતન બોલી ઊઠી ને પછી નિરાશ થઇ ધીમેથી કહ્યું, 'આવા સોગન દેવાતા હશે? ભૂલભૂલમાં કોઇ દિ' ન અવાય ને તને કંઈ થાય તો મારો જીવ ઊડી જાય ને? તને તો હાથ જોડયા. કોઈ રીતે પોંચાય નહિ.'

'આવીશને હવેથી રોજ?'

'હાસ્તો, કંઈ છૂટકો છે?' અને કબૂલાત આપી. બન્ને થોડી-વાર શાન્ત રહ્યાં.

વડલા તળે ડોશી સળવળી. 'આ મોહનિયોએ તમારાથી ઊતરે એમ નથી હોં. અંતે પોતાનું ધાર્યું કરાવ્યું.'

ડોસાની આંખમાં ઉલ્લાસની ચમક આવી: 'ઇ તો એમ જ હોય, લખમી.'

'મૂઆં વાત કરે છે તે જાણે આપણે જ વાત કરતાં નોં હોઇયે!'

ડોસો હસીને બોલ્યો, 'ગાંડી, માણહનું ખોળિયું ઘરડું થાય પણ જીવ ઘરડો નોં થાય. દેવળ જૂનું થાય પણ હંસમા'રાજ તો ઇના ઇ, નાના બાલ. માણહ માતર 'ઓળોળોળો હાલ્ય' થાય ત્યાં ફટ કરતાં એવા ને એવા ઊંહારા કરે.'

ડોશીને ભગતની આ ફિલસૂફીમાં ધ્યાન આપવાને બદલે ભૂત-કાળની યૌવનલીલામાં ડૂબવું વધારે ગમ્યું, આંખો મીચી. કલ્પના દીકરીને ઘેર જઇ તાજીમાજી થવા ડોશી નીકળી પડી, મોત જેવા ઠંડા પવનના સુસવાટા અને ભૂખના દુઃખને પણ કહેતી ગઈ કે 'ભાઇ, મારી દીકરીના ઘેર જાવા દે, તાજીમાજી થાવા દે, પછી મને ખાવી હોય તો નિરાંતે ખાજે.'

ઠંડા પવને વળી ખિજાયેલી યૌવના જેમ છણકો કર્યો.

'ટાઢ વાય છે રતન?' મોહનનો ચિંતાતુર અવાજ સંભળાયો.

'જોને મૂઇ ટાઢ કેડો મૂકતી નથી, મરી હાલી હું તો.'

'લે આ મારી પછેડી ઓઢ.'

'ને તું પછી ટાઢે ઠરે ઇ?'

'મને તો કંઈ ટાઢ વાતી નથી, લે આ ઓઢ.' કહી મોહને પોતાની પછેડી રતનને ઓઢાડી અને પોતે ધ્રૂજવા લાગ્યો.

ઝાડ તળે બેઠેલા ભગતનું હૃદય આ ઉદારતા જોઇ દ્રવી ગયું 'શો છોકરો છે?' એવો પ્રશંસાનો ભાવ ક્ષીણ આંખોમાં આવ્યો. મનમાં એક ધૂન આવી. ડોશી સામું જોયું તો એ આંખો મીંચી પડી હતી, હળવેથી, શાંતિનો ભંગ ન થાય તેમ ડોસો ઊભો થયો. પોતાનો કોથળાનો કામળો શરીર પરથી ઉતારી એની ઘડી વાળી. પછી મોહન કે રતનની આંખે ન ચઢાય એવી રીતે લપાતો છુપાતો હોટલ નજીક પહોંચ્યો. દીવાલ પાછળ છુપાઈ હાથ લંબાવી ડોસાએ કોથળો ઓશરીમાં નાખ્યો ને ધીમે પગલે ત્યાંથી પાછો વળ્યો.

પણ થોડે દૂર ગયો ત્યાં જ ટાઢના જોરનું એને ભાન થયું. ડોસાની દાઢી ડગમગવા લાગી અને દાંત ફફડવા લાગ્યા. પેલા ગભરુ છોકરા પ્રત્યેની ઉદારતા ડોસાને આકરી થઇ પડી. એણે ચોતરફ નજર નાખી, થોડે દૂર ગાડી રસ્તા વચ્ચે છોડી, બાજુ પર ઘોડાને બાંધી, મામુદ જમીન પર માથા સુધી ઓઢી ઊંઘી ગયો હતો, પણ એના માથા પાસે બેસી, એક નાનો છોકરો કંઈક હાથના ચાળા કરતો અડપલાં કરતો હતો, એટલે મામુદ વારે વારે મોં પરથી ઓઢવાનું દૂર કરી બબડાટ કરી પાછો જામી જતો હતો જિજ્ઞાસા વધી એટલે ડોસો નજીક આવ્યો, પાસેના મ્યુનિસિપાલિટીના ફાનસના પ્રકાશમાં છોકરાનું ઘાટીલું રૂપાળું મોં જોઈ ઓળખાણ પડી.

ડોસો ધીમે સ્વરે બોલ્યો, 'ચાંદ.'

પેલા રૂપાળા છોકરાએ સહેજ ચમકીને ઊંચું જોયું. એની ચોટી ફેઝ ટોપીમાંથી બહાર નીકળી, પાછળ ગળાં સુધી પહોંચતાં

સુંદર વાળનાં ગૂંછળાં વચ્ચે ઓપતું હસતું વદન, એના 'ચાંદ' નામને સાર્થક કરતું હતું. આંખોમાં મસ્તીનો ચળકાટ હતો. ગાલ ઉપર ચોરી કરતાં પકડાયો તેની શરમને લીધે ખાડા પડયા હતા. ડોસાને નાક પર આંગળી મૂકી ચૂપ રહેવા ફરમાન કરી, ચાંદે એની રમતમાં મન પરોવ્યું. ચાંદના હાથમાં ઘોડાના પૂંછડાનો સુંવાળો વાળ હતો. મામુદ જ્યારે મોં ઉઘાડતો ત્યારે ચાંદ એના ગાલ પર આ સુંવાળો વાળ ફેરવતો, મામુદ બિચારો આ કોમળ સ્પર્શ કોઈ અચ્છરિયાંનો ધારી, ગાલ પર ફડાક દેતો તમાચો લગાવતો. એને હાથે જ એનો ગાલ લાલચોળ કરાવવામાં ચાંદ ફાવ્યો હતો. ડોસો પાસેના ઝાડની ઓથે ઊભો રહી બહુ રસપૂર્વક આ મઝા જોઈ રહ્યો હતો.

ખીજવાઈને મોં પર તમાચો ખેંચી કાઢી, મામુદ પાછો સૌ સાંભળે તેમ મોટેથી નસકોરાં બોલાવવા લાગ્યો, એટલે વાંદરા જેવા અટકચાળા ચાંદે ડોસા સામે જોઈ આંખ નચવી, દાંત કાઢયા. ડોસો પણ રાજી થયો. મનમાં બબડયો, 'મામુદો યે આજ દાવનો છે.'

ચાંદે મામુદની કુંભકર્ણની નિદ્રાનો લાભ લીધો. ચારે તરફ નજર રાખી, એણે કોઈના કહેવાઈ ગયેલા ચંપલની જોડી શોધી કાઢી અને મામુદના જોડામાંથી વાધરી ખેંચી કાઢી, ચંપલ મામુદની બંને હથેલી સાથે બાંધી. પછી દોડીને એ પાસેની ગલીમાં સૂતેલા બે ચાર ગાડીવાળાઓને ઊંઘમાંથી ઉઠાડી બોલાવી લાવ્યો. સહુના કાનમાં ફૂંક મારી દીધી કે મામુદ ચાચાને પીર આવ્યા છે.

ચાંદે મામુદના ગાલ પર વાળ ફેરવ્યો. મામુદે ખીજમાં ચંપલ-વાળા હાથ વડે બન્ને ગાલની ખબર લઈ નાખી. અચાનક મામુદની આંખ ઊઘડી ગઈ. એણે હાથમાં ચંપલ જોયાં. કોઈને હસતા ને નાસી જતા સાંભળ્યા. થોડી સમજણ પડી. એટલે ગાળોના વરસાદ વરસાવતો એ નાસી જતા લોકોની પાછળ દોડયો.

તરત ડોસાએ આસપાસ પડેલા ઘાસનો પૂળો કરી બગલમાં મારી દોટ મૂકી, વડલા તળે ડોશી ચિંતાતુર હૃદયે એની રાહ જોતી બેઠી હતી. ઘાસ જોઇ એ રાજી થઇ, ને બોલી 'હાશ, ઠીક આ લેતા આવ્યા. હવે મૂઈ રાત તો જાશે.'

ડોસાએ નીચે બેસી તાપણું કર્યું. બન્ને તાપની નજીક આવ્યાં. ડોસીએ વહાલભર્યા અવાજે કહ્યું, 'કોથળો આપી આવ્યાને?'

'બચ્ચારો ટાઢે ઠરતો'તો, લખમી.' ડોસાના સ્વરમાં દયા હતી.

'ઠીક થયું. મને યે વચાર આવેલો. હમણાં મોહન કે'તો તો કે એ તો ભગવાન જાતે આવીને દઈ ગીયા પણ તમને તમારા પંડનો વચારે ય ન આવ્યો? ટાઢે મરશો ઈ?'

ડોસાની આંખમાં સંતોષ છવાયો. હૃદયે કંઇક ગર્વની લાગણી અનુભવી. ક્ષણભર ઊંડા વિચારમાં ડૂબી ગયો. પછી બોલ્યો, 'આ ઉમરે પંડનો વચાર ન હોય, લખમી. ભગવાનનાં તેડાંનો હોય.'

'છોકરાં બચારાં ભારે દખિયારાં છે.' ડોશી થોડી વાર રહીને બોલી.

'શી વાતનું દખ?' ડોસાએ ભવાં ઊંચકી પૂછ્યું.

'મોહન કહે, એક દસ રૂપિયા હોય તો પાનની દુકાન કાઢું.'

'એટલામાં શું થાય, લખમી?'

'એને ક્યાં મોટી દુકાન માંડવી છે? ગળામાં ઓલા પાટિયું પહેરીને નથી ફરતા? મહીં રાખે પાન, બાકસ, બીડી છે.'

'મોહન કેતો'તો આ બધું?'

'હા. બચારાને મન આશા છે. પણ શું કરે? આટલું થાય તો નિરાંતે રતન જોડે ઘર માંડીને રહી શકે. મૂંઝાઈ ગયાં છે છોકરાં.'

ચેતન આવ્યું હોય એમ ડોસાનું શરીર સળવળ્યું. ક્ષીણ આંખોમાં ચમક આવી. બાહુ ફરકયા અને ભવાં સંકોચાયાં. કેટલાક વૃદ્ધોને પોતાના જીવતાં પોતાનું બાળક પરાજયથી નિશ્ચેતન થઈ જાય એ

ગૌરવને ઘા પડવા જેવું લાગે છે, તેવી લાગણી આ ડોસાએ પણ અનુભવી.

ધીમે પણ દઢ સ્વરે ડોસો બોલ્યો, 'લખમી!'

'હાં.'

'કાલથી કમર કસો ત્યારે. છોકરાંને દખી થવા દેવાશે? બે આંટા વધારે ફરશું.'

ડોશીએ સંમતિપૂર્વક માથું હલાવ્યું.

'દસ દિ'ની મે'નતનું કામ છે, લખમી. એટલા દન આ ખોળિયું ટકી જાયને, એટલે બસ.' ડોસાએ ટાઢથી ધ્રૂજતાં કહ્યું.

'ટકશે, ટકશે, કેમ નહિ ટકે? ડોશીએ પણ જીવવાની વાતમાં ભારે ઉત્સાહ બતાવ્યો.

ડોસાએ વિચાર કરી કહ્યું, 'રામજી મંદિરમાં એક ઓરડી છે. બાવાજીને કે'શું તો રે'વા દેશે.'

'પાથરવાના બે ચાર ગાભા તો નંદુશેઠાણી મને રોજ લઈ જવાનું કે' છે.'

'લોટની કે અનાજની તો ચિંતા નથી.'

'ના રે! ગામમાંથી હજી ધરમ ક્યાં ભાગી ગયો છે?' સામેની ઓશરીમાં ફરી કિલકિલાટ થતો કાને પડયો.

'પાટુ મારવી રે'વા દે મોહન, ઊંઘવા દે.' રતન રોફથી બોલતી હતી,

'ઓઢવાનું મળ્યું એટલે ઘોરવા માંડોને? નો મળ્યું હોત તો?'

'તો તને ઊંઘવા ન દેત આખી રાત,' લાડ કરતી રતન બોલી.

'હવે હું તને જંપવા દઈશ તોને?'

ઓશરીમાં ધમાચકડી જામી. ખિલખિલાટ હસતી રતન 'એ માડી' કરતી પથારીમાં બેઠી થઈ ગઈ. વડ તળે ડોસાડોશીના હોઠ

મલક્યા. આંખમાં આનંદની ચમક આવી. યુવાન સ્ત્રીપુરુષની વાત સાંભળી જવાય તે ન સાંભળી કરવી જોઈએ એવા વિચારે ડોસાએ ખોંખારો ખાઈ ડોશીનું ધ્યાન ખેંચ્યું.

'હું શું કે'તો'તો, લખમી? હાં, એક દસ દિ' ની વાત છે." થોડી વાર વિચારમાં ડૂબકી મારી ફરી ડોસો બોલ્યો, 'આપણે આપણો ધર્મ પાળીએ, ઈ ઈમનો ધર્મ પાળે, સૌ સૌનો ધર્મ પાળે, લખમી, તો આપણે કૈં કે'વાપણું નોં' રે.'

ફરી પવનનો સુસવાટો આવ્યો. ડોસાનાં ગાત્ર ધ્રૂજી ઊઠયાં, 'આ ટાઢ તો જીવ લેશે.'

ડોશીએ ડોસાનું બાવડું પકડી પોતાના તરફ ઘસડયો. 'ઓરા આવો ઓરા. બેય જણા સમાશું આ કોથળામાં' કહી ડોશીએ વહાલપૂર્વક પોતાના કોથળાનો છેડો ડોસાને ઓઢાડયો. તાપ સરખો કરતાં ડોશી બોલી, 'મરે શાનાં આટલાં વહેલાં? હજી તો મારે મોહનનું ઘર જોવું છે.'

ડોસો તો ભાવિમાં ક્યાંક આગળ ડૂબકી મારી ગયો હતો. નીચાં નમેલાં જીર્ણ પોપચાંમાં કોઈ મીઠું સ્વપ્ન આવી વસ્યું હતું. એ ધીમેથી બોલ્યો, 'ને બીજું કંઈ નહિ લખમી?'

ચોરી પકડાઈ ગઈ હતી. એના મનની વાત ભગત કળી ગયા હતા. બંને એકબીજા તરફ જોઈ આછું હસ્યાં. બન્નેનાં નેત્રો સમક્ષ કોઈનું ગભરુ, નિર્દોષ વદન તરવરતું હતું. કોઈની નાની પણ ચેતનવંતી કાયા, પગ ઉલાળતી હાથની મૂઠીઓ ઉછાળતી ખેલતી હતી!

મોડી રાતે ઊગેલા ચંદ્રે અત્યાર સુધી અંધકારપૂર્ણ રહેલી પૃથ્વીનું હૃદયપાત્ર અમોલા જીવનરસે છલોછલ ભરી દીધું હતું!

---

વાર્તા ત્રીજી :

[ ૧ ]

ક્યારેક ધરતી પર થોડે થોડે અંતરે ઊગેલાં બે છોડનાં મૂળિયાં, જમીનની અંદર ઊંડે એક બીજામાં ગૂંથાઇ ગયાં હોય છે. નીલિમા અને જયંતને માટે પણ એમ જ કહી શકાય. જયંતને એના મિત્ર અરવિંદની નાની બેન નીલિમા માટે અનહદ પક્ષપાત હતો. અને એમ ન હોય તો ગાડીમાંથી ઊતરી, ઘેર જઇ, જમે ન જમે ત્યાં જ, અરવિંદના ઘર તરફ દોટ મૂકે એમ બને જ કેવી રીતે?

જયંતને આવતો જોઇ અરવિંદની પત્ની વિમળાએ ટહુકો કર્યો:

'ઓહો! જયંતભાઇ આવ્યા કે?'

'હા ભાભી, કેમ છો? મઝામાં? નીલી ક્યાં ગઇ?'

'હશે ક્યાંક. ભરાઇને બેઠાં હશે.'

ભાભી ભરાઇને બેસવાની જગ્યા બતાવે, તે પહેલાં જયંત મેડી પર ચઢી ગયો અને નીલિમાને સંતાઈ બેસવાની પરિચિત જગ્યાઓ શોધી વળ્યો. ક્યાંય પત્તો લાગ્યો નહિ, એટલે વ્યાકુળ થઈ, વાળમાં આંગળાં પરોવી ઊભો રહ્યો. પાંચેક મિનિટ થઈ, ત્યાં સામે ડામચિયા પર ખડકેલાં ગોદડાં ઊંચાં નીચાં થવા લાગ્યાં. અંદર અકળાઈ ગયેલી નીલિમા બોલી, 'ઓ મા રે? હું તો દટાઇ મરી.'

જયંતે હર્ષમાં કૂદકો માર્યો. એને ખાત્રી હતી કે આટલામાં જ એ ક્યાંક ભરાઈ બેઠી હશે; અને નીકળી યે ડામચિયા ઉપર. પણ એને ઉતારવી કેવી રીતે? અરવિંદના ઘરમાં ગોદડાંનો પાર નહિ, તે

## નીલિમાનું સ્વર્ગ

ઠેઠ છતને અડકે એમ ગોદડાં ખડકેલાં. અને તે ઉપર જઇ નીલિમા ભરાઇ બેઠેલી !

'આવ નીલી, ઉતારું.'

'પહેલાં આ ગોદડામાંથી તો નીકળવા દે.' પોતાના ઉપરનું ગોદડું દૂર કરવા મથતી નીલિમા બોલી.

'હું ઉપર આવું ?'

'ના, ના, આખો ડામચિયો આવશે હેઠો.' નીલિમા ગોદડું દૂર કરી બેઠી થઈ, અને માથાના વિખેરાઈ ગયેલા વાળ બે હાથ વતી સરખા કરતાં બબડી, 'હાશ! છૂટી. મૂઉં જમ જેવું ભારે હતું. આટલી બધી વાર લગાડાતી હશે ખોળતાં, જયંત? મારો તો જીવ ગભરાઇ ગયો. કોઈ હોય તો રમતમા ખોળી કાઢે. મરવા પડીએ ત્યારે કહેશે, આવ નીલી, ઉતારું.'

જયંતે ચાળા પાડતી નીલિમાનું રોષથી રાતું થયેલું વદન જોઇ સ્મિત કરતાં કહ્યું, 'લે હવે ચાલ, નીચે આવ.'

પાસે પડેલું સ્ટૂલ બતાવી નીલિમા બોલી, 'પેલું સ્ટૂલ મૂક નજીક.'

'માર કૂદકો, ઝીલી લઇશ.'

નીલિમા લજ્જાથી ઊભરાઇ ગઇ, 'ના ભાઇ, કોઇ દેખી જાય.'

'ઓત્તારી ! દેખી જશે તો શું ?'

'ના જયંત, મને ના ફાવે,'

'ફાવે કે ન ફાવે. હું સ્ટૂલ નથી મૂકવાનો.'

ગોદડાં પર ગુસ્સામાં હાથ પછાડતી નીલિમા બોલીઃ 'મૂકને હવે. મારે ઊતરવું છે.'

'મૂક પડતું.'

માથું ધુણાવી નીલિમાએ ના પાડી.

'તો કંઈ નહિ.'

'પડતું મૂકું તો વાગે.'

'મારા પર પડજે, વાગશે તો મને વાગશે.'

બાળક જેવા અણસમજણા અને હઠીલા જયંતથી હારીને નીલિમા બોલી, 'તું કંઇ સમજે જ નહિને. મારાથી હવે એવી રીતે ન ઊતરાય પણ.'

'તું તો મારું કહ્યું કરવાની જ નહિ.' કહી, હતોત્સાહ થયેલા જયંતે સ્ટૂલ મૂક્યું. નીલિમા શરમાતી વસ્ત્ર સંકોરતી હળવે હળવે નીચે ઊતરવા લાગી. બે વર્ષ પહેલાં, આટલે ઊંચેથી, વાગવાની બીક વિના પડતું મૂકવાને ટેવાયલી નીલિમામાં આટલી બધી લજ્જા ક્યારથી ઊભરાવા લાગી તે જયંતની સમજમાં ન આવ્યું. પહેલાં તો વાતવાતમાં નીલિમા હઠે ચઢતી, અને ધાર્યું ન થાય તો ખોટાં આંસુ અને ખોટી ચીસોથી વાતાવરણ ગજાવી મૂકતી, એ જ નીલિમા અત્યારે શરમના ભાવથી વારંવાર ગાલ પર ગુલાબી રંગ ધારણ કરતી, હસું હસું થતાં હોઠ બીડતી, ચમકતાં નેત્રો પર પોપચાં ઢાળતી નીચે ઊતરતી હતી. આ બધા ફેરફારો વિસ્મયકારક હતા, તે સાથે મોહક પણ એટલા જ હતા. મુગ્ધ હૈયે અને સાનંદાશ્ચર્યથી ભરપૂર આંખે જોઇ રહેલો જયંત, નીલિમાને વધુ શરમાવતો હતો એનું એને ભાન નહોતું. નીલિમા નીચે ઊતરી કે અધીરા જયંતે એને હાથ પકડી નજીક ખેંચી. પોતાના સમાચાર આપવા ઉત્સુક જયંતને એ સ્પર્શથી મીઠું સ્પંદન અનુભવતી નીલિમાની વધતી જતી હૈયાધબકનું કારણ સમજાયું નહિ.

'નીલી, હું પાસ થઈ ગયો માની લે.'

'કેમ? પરિણામ આવ્યું?'

'ના, પેપર તો સારા લખ્યા છે. નપાસ કરે તો ખરો, જોઉં.'

નીલિમા જયંત સામે સ્મિતાંકિત વદન ફેરવી મૃદુ સ્વરે બોલી, 'દર વખતે પાસ. કોઇ વાર નપાસ તો થવું જ નહિ. તને નપાસ થવાનું મન નથી થતું ?'

'નપાસ થવું કોને ગમે ?'

'મને.'

'તારે કયાં પરીક્ષા દેવાની છે, તે નપાસ થવાની ચિંતા હોય ?'

'પાસ થઈને કરીશ શું ?'

'ખૂબ કમાઇશ, પૈસો ભેગો કરીશ, યુરોપ અમેરિકા જઇશ, મોટો મહાપુરુષ થઇશ: બધે મારી વાહવાહ થશે.'

'આમાં કયાંય પરણવાનું તો આવ્યું નહિ !'

જયંતે કપાળ પર હાથ ફેરવી મોં કટાણું કરી કહ્યું, 'એ ય આવશે. નીલી, કોકનાં નસીબ તો ફૂટેલાં હશેને ?'

'તને પરણે એનાં ફૂટેલાં નસીબ ?' નીલીનાં ભવાં આશ્ચર્યમાં ઊંચકાયાં.

'હાસ્તો.'

નીલિમા સ્વરમાં ઠપકો ભરી બોલી, 'એવું ન બોલ, જયંત. બા કહેતાં હતાં કે જેણે પેલે ભવ ભગવાન પૂજ્યા હશે એને જયંત પરણશે.'

જયંત હસ્યો, 'વરને કોણ વખાણે ? વરની બા.'

'બા કોઇ દિવસ ખોટું બોલતાં નથી.'

'તું યે માને છે કે વહેમી ? ચાલ, હવે એ વાત મૂક. તું આ વખતે મુંબઈ કેમ ન આવી ?'

નીલિમા પળભર શાંત રહી. પછી બોલી, 'ભાઇ લાવે ત્યારેને?'

'મેં અરવિંદને ખૂબ આગ્રહ કર્યો હતો: કાગળે લખ્યો હતો.'

નીલિમા ફિક્કું હસી, 'કાગળનો અહીં સૌએ ઊંધો અર્થ કર્યો હતો.'

'શો?' જયંત વ્યાકુળ થઈ ઊઠ્યો.

'ભાઇ કહે જયંત એક કાગળમાં દસ વાર નીલીનું નામ લખે છે: તે એવું તે શું છે ભાઇને કે નીલી વિના ચાલતું નથી?'

'પછી શું થયું?'

'રોવરાવી મને, બીજું શું?'

નીલિમાને થયેલા નાના એવા કડવા અનુભવની વાતથી જયંતનું દુઃખ વધી પડ્યું. શોકપૂર્ણ સ્વરે એ બોલ્યો, 'અરરર! નીલી, આવી ખબર હોત તો ન લખત; મારી ભૂલ થઈ ગઇ!'

એનું દયામણું વદન જોઇ હેતથી ઊભરાતી નીલિમા મીઠું હસી, જયંતને ખભે આકસ્મિક પ્રેમભાવને વશ થઈ હાથ મૂકતી બોલી, 'ભાઈ તો અમસ્તા મશ્કરી કરતા હતા, જયંત. થોડી વાર પછી કહે, 'ચાલ નીલી, મુંબઇ જઇએ, જયંતને ત્યાં.''

જયંતનું હૈયું હેઠે બેઠું, 'તો તો ઠીક, નીલી.'

તે છતાં ઊંડા વિચારમાં ડૂબી ગયેલા જયંતને મુગ્ધ નયને નિહાળતી નિલિમા, જયંતના સરલ વદન ઉપર છવાયેલી ચિંતા માટે હૃદયમાં પારાવાર વ્યથા અનુભવી રહી. થોડી વારે વિચારમાંથી જાગતો હોય, તૂટી ગયેલા વિચારતંતુ સાંધતો હોય એમ જયંત બોલ્યો, 'અરવિંદની વાત વિચારવા જેવી છે, નીલી. મને તારા વિના ગમતું નથી, એ વાતની મારાથી ના નહિ પડાય. તારી પાસે રહેવાનું મન થાય છે, વાત કરવાનું મન થાય છે, જોયા જ કરવી ગમે છે, એ તો સાવ સાચી વાત, તને મારી પાસે રહેવું નથી ગમતું?'

સંગીતની સુમધુર સુરાવલિએ પ્રગટાવેલા આંદોલનોના સુખાનુભવમાં ડૂબી જઇએ, તેમ નીલિમા જયંતને શબ્દે શબ્દે અવ્યક્ત

આનંદોર્મિથી પુલકિત બનતી ગઈ, અંગાંગમાં મધુરા કંપનની ઝણઝણાટી ફરી વળી, દેહસિતાર પર જાણે કોઇ કુશળ ઉસ્તાદની અંગુલિનો સ્પર્શ થયો ન હોય! અચાનક જયંત બોલ્યો, 'બોલને, કેમ મૂંગી ઊભી?'

નીલિમા લજ્જાથી ઊભરાઇ ગઇ, દેહ જાણે કોઇ ભાર વડે લળી પડતો ન હોય! અપૂર્વ ભાવે, જયંતનો હાથ નીલિમાની કમર આસપાસ ચૂંટી લેવા વીંટળાયો, ત્યારે નીલિમા છળી હોય એમ એનો હાથ પકડી લેતાં બોલી ઊઠી, 'કહું કહું, જયંત, આમ શું કરે છે?'

'બોલ ત્યારે'.

'તને ખબર' કહી નીલિમા દોડી ગઇ.

વિમળાભાભી કશુંક લેવા ઉપર આવ્યાં હતાં. તેમના તરફ ફરી જયંત બોલ્યો, 'ભાભી, નીલી ખરાબ થઈ ગઈ છે. હું કહું છું તેમ કરતી નથી. હું પૂછું છું તો જવાબ આપતી નથી.'

'બહેન મોટાં થયાં, જયંત ભાઇ.'

'એમ કે?'

'હા. તમે હજી એવાને એવા રહ્યા.' કહી ભાભી મધુરું હસ્યાં.

[ ૨ ]

'જો મારો ભાઇ કરું, જીતુ. મને બધી માંડીને વાત કર.' જીતુના વદન પર પ્રશ્નાતુર નેત્રો ઠેરવી નીલિમા બોલી.

નીલિમાનો નાનો ભાઇ જીતુ મુંબઇ જઈ આવ્યો હતો, એટલે એની પાસે બેસી એકલાં એકલાં એ બધી વાતો સાંભળવા નીલિમા ક્યારનીયે ઉત્સુક બની ગઈ હતી. કેટલાક વખતથી એ જયંત પર

ખૂબ રોષ કરી બેઠી હતી. મુંબઇ ગયા પછી ન તો એણે કાગળ લખ્યો કે ન એણે વેકેશનમાં ઘેર આવવાનું વચન પાળ્યું. આટલી ઉપેક્ષા સહન કરવા નીલિમા તૈયાર નહોતી, એટલે એણે પણ હોઠ બીડી હઠીલાઇમાં, અને જાણે કશું જ લાગતું વળગતું ન હોય એવા દૃઢ નિશ્ચયમાં વખત વિતાવવા માંડયો. પરંતુ જીતુ મુંબઇ જઇ આવે, જયંતને મળી આવે, પછી જયંત વિશે કશું જ ન પૂછવાનો નિર્ણય કયાંથી પાળી શકાય ? રાત ઢળી, અને ભાભી પથારી કરી છોકરાંને સુવાડવા ગયાં કે તરત નીલિમા જીતુને પકડી એની સાથે વાતો કરવા લાગી.

'હં! જીતુ! જયંત શું કરતો હતો, તું ગયો ત્યારે?'

જીતુ હસીને બોલ્યો, 'અરે નીલીબેન, 'ઊંઘતા હતા, આઠ વાગ્યા હતા તોય.'

નીલિમા વિસ્મય પામતી બોલી, 'ઊંઘતો હતો? આળસુ નહિ તો. પછી જાગ્યો કે? તને જોઇને શું બોલ્યો?'

'પહેલાં તો મારી સામે જ જોઇ રહ્યા. પછી કહે, અરે જીતુમિયા, કયારે આવ્યા તમે ?

નીલિમા ધીરે સ્વરે બોલી, 'પૂછ્યું યે નહિ કે નીલી શું કરે છે?'

'ઊંહું, ન પૂછ્યું; નામે ન લીધુંને.'

રોષમાં ભમ્મર સંકોચતી નીલિમા બબડી, 'છો ન લીધું. જાણે કે મને એની બહુ પડી હોયને!'

નીલિમા કેમ ગુસ્સે થઈ ગઇ એ સમજવાની જીતુને જરૂર નહોતી; કેમકે એના ગુસ્સાના ભોગ થવું જીતુને ભાગે વધારે વાર આવતું. આગળ સમાચાર આપતો એ બોલ્યો, 'જાગે એવા જ

તમારું નામ લે? થોડી વાર પછી બધું જ પૂછયું: નીલી શું કરે છે? ખાય છે કે નથી ખાતી?'

નીલિમા મોં પર હથેલી દાબતી મીઠે અવાજે બોલી, 'લે, જાણે સહુ ભૂખ્યાં સૂઇ જતાં હશે.'

'ઊંઘે છે કે નથી ઊંઘતી.'

'ના, જાગતાં બેસતાં હશે.'

'ડામચિયા પર ગોદડાંમાં ભરાઇ બેસે છે કે નહિ?'

નીલિમા રમૂજ અને રોષની એક સાથે અકળામણ અનુભવતી બોલી, 'લે, એય તને કહી દીધું? એક વાર એવું કર્યું તે જ્યાં ત્યાં કહેતા ફરે છે. એવાને એવા રહ્યા હજી યે.'

જીતુ પળભર વિચારમાં ડૂબી ગયો, પછી પોતાનું માથું હલાવતો બોલ્યો, 'ના નીલીબેન, જયંતભાઈ હતા એવા નથી રહ્યા. મુંબઇ જઇને બદલાઈ ગયા છે.'

નીલિમાનું હૈયું જાણે ધબકતું થંભી ગયું. 'કેમ, જીતુ?'

'કેમ? તે મને એવું લાગ્યું. એમની ઓરડીમાં જ્યાં જુઓ ત્યાં ચોપડીઓના ઢગલા.'

'ચોપડીઓ તો હોય જ ને, ભણવાનું કેટલું?'

મોં બગાડી જીતુ બોલ્યો, 'ને સિગારેટના ધુમાડા. મને કહે 'નીલીને કહીશ નહિ, ખીજાશે...' '

નીલિમાના ગુલાબની પાંદડી જેવા મૃદુ હોઠ ધ્રૂજી ઊઠયા, 'ખીજ તો એવી ચઢે છે કે...'

જીતુ એનાં પહોળાં વિસ્મયમુગ્ધ નેત્રો બહેનના વદન પર માંડી બોલ્યો, 'તમે એમાં શું કરો, નીલીબેન?'

'શું કરું? પાસે હોઉં તો ખબર લઇ નાખું.'

રોષથી રાતુંચોળ મોં જોઈ, જીતુને બહેનની ખબર લઈ નાખ-વાની શક્તિમાં શ્રદ્ધા ઉદ્‌ભવી.

'બીજી એક વાત કહું, બહેન. જયંતભાઇ પરણવાના હોય એમ લાગે છે.'

નીલિમા વીજળી પડી હોય તેમ ચોંકી ઊઠી. આવા શુભ સમાચારે આનંદની લહર પ્રગટાવવી જોઇએ, એને બદલે નીલિમાનું સર્વાંગ શોકભારે થીજી ગયું. શું બોલવું તે જ સૂઝયું નહિ.

રુદ્ધ કંઠે નીલિમા બોલી ઊઠી, 'ક્યારે, જીતુ? કોની સાથે? મને તો કંઈ ખબર નથી, ને આ શું બધું...' આગળ બોલી શકાયું નહિ.

કોઇનું સ્મરણ આનંદ આપતું હોય અને કંઠમાં મીઠાશ ભરતું હોય તેમ જીતુ ઉમળકાભેર મૃદુ સ્વરે બોલ્યો, 'મૃદુલાબેન એવાં સરસ છે.'

વ્યાકુલ નીલિમાના હોઠ ફફડી ઊઠયા, 'શું સરસ છે? તેં ક્યારે જોયાં વળી? મને તો કંઇ ખબરે નથી ને...' નીલિમા આગળ બોલી શકી નહિ. એનું ગળું રૂંધાઈ ગયું.

'મૃદુલાબેન જયંતીભઈનાં દોસ્તાર છે, એમની પાસે રોજ આવે છે. બન્નેને બને છે યે સારું. સાથે ખાવું, સાથે વાંચવું, સાથે ફરવા જવું.'

નીલિમાથી આ સહન ન થયું. એ ચિડાઇ ઊઠી, 'તે એને કોઈ પૂછનાર છે કે નહિ? આમ સાથેને સાથે રખડવા દે છે તે!'

જીતુ કિલકિલાટ કરતો હસી પડયો, પણ એમના બાપજી-ની હા હોય પછી શું, બહેન? એ બધા ઇચ્છે છે કે જયંતભાઈ એમને પરણે. બધાં સુધરેલાં છે.'

નીલિમાએ ગુસ્સામાં ધ્રૂજતાં હોઠ બીડયા, જવાબ ન આપ્યો.

જીતુ કંઇક શરમાતો હોય એમ બોલ્યો, 'નીલીબહેન, જયંતભાઈ મને કહે, 'બોલ જીતુ, મૃદુલા તને ગમે છે?' 'મેં કહ્યું...' જીતુ આગળ બોલતો અટકી ગયો.

એની કેડમાં કોણી મારતાં નીલિમા બોલી, 'શું કહ્યું, બોલને!'

'કોઇને કહેતાં નહિ હો, બહેન, મેં કહ્યું, તમે જો એમને નહિ પરણોને, તો પછી હું પરણી જઇશ.' જયંતભાઇ તો એવા હસી પડયા ને.'

નીલિમાને હસવું આવ્યું, પણ આજે તો હૃદય પર જામેલા એક પ્રકારના અકથ્ય ભારને લઇને એનું હાસ્ય એને પોતાને જ અસ્વાભાવિક લાગ્યું, જાણે કોઇ બીજું જ હસતું ન હોય! હસવું દાબી એ બોલી, 'હસે જ ને જીતુ, તું આવું બોલે પછી.'

જીતુ ગંભીર બની ગયો હતો. થોડીવારે ગમગીન સ્વરે બોલ્યો, 'પણ મૃદુલાબહેન તો મારાથી બહુ મોટાં છે, ને વળી ભણેલાં યે ઘણું.'

નીલિમા ગાંભીર્ય જાળવી આશ્વાસન આપતી બોલી, 'તારો જો વિચાર જ હોય તો કહેજે. જયંતને લખું.'

જીતુએ હવે સ્પષ્ટ નિઃશ્વાસ નાખ્યો, 'ના રે બહેન! એ તો જેને જે યોગ્ય, તેને તે પરણે. દુનિયામાં એવું જ બને.'

એક નાના પ્રસંગમાંથી દુનિયાદારીનું જ્ઞાન પામી વયોવૃદ્ધ બનેલા એના જીતુભાઈના પડખામાં લપાઇ, એના ગાલ સાથે ગાલ ચાંપતી નીલિમા બોલી, 'કેટલો ડાહ્યો છે મારો ભાઇ!'

થોડી વારે જીતુએ ભંગ કર્યો, 'મૃદુલાબહેન તમને યે ગમી જાય એવાં છે.'

'હાસ્તો. મારા ભાઇને ગમે એ મને યે ગમે.'

'જયંતભાઇ કહે, નીલી એને પસંદ કરે તો જ હું પરણું.'

હવે નીલિમાના ગુસ્સાનો પાર ન રહ્યો. આ વાત એના ગળે ઊતરે એમ જ નહોતું. આના જેવું બીજું અપમાન કયું હતું? નીલિમાને કશી વાતની ખબર નહોતી, અને છતાં પસંદગીનો ભાર એના માથે? નીલિમા પગ પછાડી બોલી, 'પરણવું છે એને. કરે પસંદ. મારી કરે છે જૂતારાજ.'

'પણ બહેન, તમે ના પાડશો, તો બધું ભાંગી પડશે.'

'હું શા માટે ના પાડું? એને કરવું હોય એમ કરે. મારે ને એને શું?' છેલ્લું વાક્ય બોલતાં નીલિમાનું ગળું રૂંધાયું. હમણાં રડી પડાશે એવો ભય લાગતાં નીલિમા બોલી, 'જા જીતુ, સૂઈ જા હવે. બહુ મોડું થયું.'

'તમે ચાલોને, બહેન.'

'હું આવું છું હમણાં.'

જીતુ સૂવા ચાલ્યો ગયો. તરત જ અત્યાર સુધી ટકાવી રાખેલી હિંમત ઓસરી ગઈ. પગ તળેની ધરતી સરતી જતી હોય એવું લાગતું હતું. નીલિમાથી રહેવાયું નહિ એટલે ડૂસકાં ખાતી રડી પડી. નાની હતી ત્યારે પોતાને જોઈતી વસ્તુ માટે હાથ પગ પછાડી, ઉચ્ચ સ્વરે ચીસો નાખતી હતી, એવું કરવાની પ્રબળ વૃત્તિ એના અંતરમાં જાગી, પરંતુ નીલિમાથી એમ થઈ શક્યું નહિ. ડૂસકાંનો અવાજ કોઈ સાંભળે નહિ એ માટે વારંવાર હથેલી મોં પર દબાવી ગળામાં જ રુદનને રૂંધવા મથતી હતી. કેંક વારે એનું હૃદય હીબકતું અટક્યું. શોકનો ભાર આંસુરૂપે વહી હળવો પડ્યો. પરંતુ એ ભાર ઊપડી જતાં, હૈયામાં જે ખાલીપણાનો અનુભવ થયો, તે એથીયે વસમો હતો. જાણે કશુંક અંદરથી ઊપડી ન ગયું હોય! ધબકતું અંતર ધીરું પડે, પણ જેને માટે ધબકતું હોય તે ન મળતાં નિરાશાથી આપમેળે ધીમું પડી જાય, એના જેવું આ હતું.

નીલિમાએ આંખો ચોળી સ્વસ્થ થવા પ્રયત્ન કર્યો. પોતાના સિવાય જયંત બીજી છોકરીને મનમાં યે લાવી શકે છે, એ નીલિમાના મગજમાં કેમે કર્યું ઊતરતું નહોતું.

ત્યારે શું જયંતને નીલી નહોતી ગમતી? એમ તો બને જ કેમ? એ જ કહેતો હતો કે નીલી, તારી પાસે રહેવું મને બહુ ગમે છે. નીલી બહુ ભણી ગણી નથી એ કારણ હશે? પણ એવું તે કારણ હોય કાંઇ? નીલીને કયાં કમાવા જવું છે તે? જયંતને કમાવાનું તે એ ભણે. નીલી તો એને બે વાર ખવડાવી જાણે, ને પેલું એને ગમે છે એ ગીત ગાયા કરે, 'તોહારે કારન સબ સુખ છડિયાં'— બીજું શું વળી?

એને ખબર તો હશે જ ને કે નીલી એને ચાહે છે? કદાચ ન પણ હોય. જોને, નીલી યે કેવી છે! એનો પગરવ સાંભળતાં તો લજામણીના છોડની જેમ લજ્જાના ભારથી હૈયું નમી પડે છે, ધબધબ કરી ઊઠે છે, ને જીભ સિવાઇ જાય છે. કહેવાનું તો કેટલું યે, છતાં શબ્દ પણ બોલાતો નથી. જયંતને એમ તો લાગ્યું નહિ હોય ને...

નીલિમા આશંકાના ભયથી ધ્રૂજી ઊઠી. માથું ધુણાવતી એ બોલી ઊઠી, 'ના, ના, એવું શાનું લાગે?'

બીજો વિચાર આવ્યો, અને સ્વર કંઇક શોકપૂર્ણ બની ગયો, 'ન સમજે શાનો? બધું ય સમજે એવો છે.'

ચિડાઇને હાથની મુઠ્ઠીઓ વાળી નીલિમા બબડી, 'તો પછી એ જ મને શા માટે નથી કહેતો કે નીલી મારે તને...'

શરમથી વદન રાતું ચોળ થઇ ગયું અને આંખોમાં સુખનાં આંસુ ફૂટી નીકળ્યાં. બીજી પળે ડૂસકું અટકાવવા નીલિમાના કોમળ હાથ ગળા તરફ વળ્યા. હાથ વડે ગળું જરા વધારે જોરથી દબાવ્યું:

રડી જવાયું, ' નથી કહેતો એ જ શું બતાવે છે? ગયા વખતે શા માટે એમ નહિ કહ્યું? એને બીજે પરણવું હશે ત્યારે જ ને? હા, નીલી, સાવ સાચી વાત. તને જ કંઇ દેખાતું નથી. બીજું શું વળી?' આશાનો આછો પ્રકાશ, તરંગવાયુની ફૂંકે ઓલવાઇ ગયો, ચેતન હણાઇ ગયું, સર્વત્ર અંધકાર છવાઈ ગયો.

નિરાશાપૂર્ણ હૈયે, હથેલી વડે આંખો ચોળતી નીલિમા ઊભી થઈ; પથારીમાં આવી પડતું મૂકયું. વિમળા ભાભી એમના પુત્રના વાંસે હાથ ફેરવવો મૂકી, નીલિમા તરફ વળ્યાં.

' ઊંઘ નથી આવતી?'

' ના.'

' લ્યો આમ આવો. વાંસે હાથ ફેરવું.'

' ઊંહ' ડૂસકાં જેવો અવાજ આવ્યો.

' આવો છો નજીક કે હું આવું?'

બોલ્યા વિના નીલિમા ભાભીના પડખામાં આવી ભરાઇ ગઇ. ભાભીએ હેતથી પૂછ્યું, 'શું થયું છે?'

નીલિમા હોઠ કરડતી મૂંગી પડી રહી.

' બોલો તો.' ખભો પકડી હચમચાવતાં ભાભી બોલ્યાં.

' કંઈ નથી ભાભી' અને પછી બોલી દેવાયું, ' મારે પરણવું છે બસ.'

ભાભીને હસવું આવી ગયું. નીલિમા હોઠ દબાવી, મુઠ્ઠીઓ વાળી, આંખો જોરથી મીંચી, હિંમત ભેગી કરતી પડી રહી.

' પરણાવી દઉં કાલ સવારે...પછી કાંઇ છે?

' પછી મુંબઈ જવું છે.'

બીજી ક્ષણે નીલિમા ડૂસકાં ખાતી રડી પડી.

[ 3 ]

બારણું ઉઘાડી ઓરડીમાં પેસતા દરેક કૉલેજિયનની નજર પહેલાં તો કોઈના કાગળની શોધમાં નીચે જ વળવાની. યૌવનનો આ કાળ કોઈ આકસ્મિક પ્રસંગની ઉત્સુકતાપૂર્વક રાહ જોઈ રહે છે, એમ કાગળ હાથમાં લેતા યુવકના ખીલી ઊઠતા વદન ઉપરથી જરૂર કહી શકાય.

કૉલેજમાંથી આવી બારણું ઉઘાડી જયંતે કાગળ માટે નીચે જોયું. અરવિંદનો કાગળ હતો. સમાચાર પણ ચમકાવી મૂકનારા કહી શકાય ખરા. લખ્યું હતું, 'નીલી પરણીને મુંબઈ આવી છે. હજી બાળક કહેવાય તો તું એની ખબર લેતો રહેજે. તને કંકોતરી લખી હતી, પણ જવાબ જ ન મળે ! નીલીને આટલી વહેલી પરણાવી દીધી તે સામે વિરોધ હશે, પણ નીલી પોતે જ ઉતાવળી થઈ હતી. એની વધતી જતી ઉમરનો વિચાર કરીને પરણાવી દીધી. તું આવ્યો હોત તો સારું હતું. નીલી કહેતી હતી કે કોઈ મૃદુલા નામની છોકરી તને હાથમાં ચોપડી લેવા દેતી નથી; સાચી વાત ? તો હવે તું અમને લગ્નમાં ક્યારે બોલાવવાનો છે ? કાગળ લખજે.'

જયંત વિસ્મયમાં ગરકાવ થઈ ગયો. અત્યાર સુધી એ માનતો હતો કે આપણું સામાજિક જીવન એકધારું અને નિશ્ચેતન છે, એમાં ઉલ્કાપાતનું ઓજસ નથી. પત્ર વાંચતા એને ખાત્રી થઈ કે એ જ સમાજ પળે પળે ધરતીકંપના આંચકા આપી, જળની જગ્યાએ સ્થળ જેવી વિસ્મયકારી ઘટના પ્રગટાવે છે. નીલી કોઈની પત્ની બની ગઈ હતી; પોતે મૃદુલા સાથે લગ્ન કરવાનો જ છે એવી મિત્રોને ખાત્રી થઈ ચૂકી હતી; વળી કંકોતરી લખવામાં આવી હતી, છતાં મળી નહોતી !

જયંત કોટના ગજવામાં કાગળ નાખી, ઓરડી બંધ કરી તરત જ બહાર નીકળ્યો. નીલિમા અહીં જ હતી, એટલે એને મળ-

વાની ઉત્કંઠા તીવ્ર બની ગઇ. ટેક્સી કરી ઊપડયો. ખેતવાડીની દસમી ગલીના નાકે આવેલા એક મકાનના ચાર દાદરા ચઢી ઉપર આવ્યો, ત્યાં સામેની ખોલીમાં એની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ. નીલિમા બેઠી બેઠી શાક સમારતી હતી. એની પીઠ જયંત તરફ હતી.

હળવે પગલે પ્રવેશ કરી જયંતે હાથમાંની ચોપડી નીલિમાના માથા પર મૂકી, નીલિમાએ ચમકીને ઊંચે જોયું, એનાં વિસ્મયમુગ્ધ નેત્રો જયંતના હસતા વદન પર આવી ઠર્યાં. નીલિમા આનંદોર્મિથી પુલકિત બની ગઈ: દેહમાં વિદ્યુત્વેગે સુખાનુભવની લહર ફરી વળી. હોઠના ખૂણે વિહરતું સ્મિત દબાવવા મથતી નીલિમા બોલી, ' ઓ મા ! એવી ડરાવીને જયંત.'

પાસેની સાદડી ઉપર બેસતાં જયંત બોલ્યો, ' તેં મને કેટલો ચમકાવ્યો, એ તું જાણે છે ?'

નીલિમા શાકની થાળી લઈ જરા દૂર જઈ બેઠી અને બોલી, ' કઈ રીતે ? '

' ભાઇનો કાગળ છે. વાંચી જો.'

નીલિમાએ કાગળ વાંચવા માંડયો. જયંતનો બડબડાટ ચાલુ રહ્યો ' કંકોતરી લખવાની વાત સાવ ખોટી. મને મળી જ નથી. નહિ તો હું આવ્યા વિના રહું ? અને નીલી, આટલી બધી ઉતાવળ શા માટે કરી ? '

નીલિમાએ અર્થપૂર્ણ દૃષ્ટિપાત કરી, ફિક્કું હસતાં કહ્યું, 'પરણવાની ઉતાવળ કોને નથી થતી ?'

જયંતે ભવાં આશ્ચર્યમાં ઊંચકયાં, ' એમ ? વરરાજા સારા મળ્યા લાગે છે.'

' જેનાં જેવાં નસીબ.' ધીમેથી જવાબ મળ્યો.

સ્વર કંઇ તરડાયેલો હતો. જયંતે નીલિમાના સૌમ્ય અને ગૌર વદન પર તીક્ષ્ણ દૃષ્ટિપાત કર્યો. નીચાં નેત્રો ઢાળી, ધ્રૂજતા હોઠ દબાવી હૃદયમાં પ્રગટેલા આવેગને શમાવવા મથતી નીલિમાએ જયંતને વિચારમાં ડુબાડી દીધો. નીલિમા આવી રીતે હૃદયમાં જન્મેલી ઊર્મિને શમાવવા ટેવાયલી ન હતી. એને એમ કરવું યે ગમતું નહિ. આ તરંગી અને ધૂની છોકરી મનમાં આવે તેમ કરવા ટેવાઈ ગઈ હતી, એટલે એનાથી બન્ને વચ્ચે પથરાયેલી શાન્તિ સહન ન થઈ. જયંત પાસે હતો, અને તે છતાં એની સાથે આમ દૂરથી વાત કરવી પડતી હતી, એ અસહ્ય હતું. એ બોલી ઊઠી, 'જયંત, તારે હવે જવું નથી?'

ઊંડી વિચારતંદ્રામાંથી જાગતો જયંત બોલ્યો, 'ક્યાં ?'

એના સ્વરમાં રહેલી તીવ્રતા અછાની ન રહી. જયંતને એ ભાન થતાં જરા શરમ આવી; નીલિમાને એને આ સ્વભાવસરળતા મુગ્ધ કરી રહી.

'ક્યાં તે ઘેર જ તો.'

'પણ તું આમ કાઢી શા માટે મૂકે છે, નીલી ?'

નીલિમાને ભાન થયું કે પોતાના હૈયામાં થતી અકળામણ અયોગ્ય રીતે વ્યકત થઈ રહી છે. 'હમણાં એ આવશે' એમ કહેવા જતી હતી, પણ થંભી ગઈ. કોણ જાણે કેમ, પણ નીલિમાને જયંત એના વરને ન જુએ એવી ઇચ્છા થતી હતી.

હસવાનો પ્રયત્ન કરતી નીલિમા બોલી, 'કાઢી તો ઘણુાય મૂકું, પણ એવા કોણ થાય? આટલા વખતે આજે ખબર લેવા આવ્યા, તે ખીજ તો ચઢે જ ને?'

'કહેતી હોય તો હવેથી રોજ આવીશ. કંઈ કરતાં યે નીલિમા રાજી થતી હોય તો તેમ કરવાની તત્પરતા બતાવવા જયંતે કહ્યું.

નીલિમા ગભરાઇને બોલી ઊઠી, 'ના ના, જોજે એવું કંઈ કરતો.' પછી પોતાનો ઉશ્કેરાટ દબાવતી મૃદુ કંઠે બોલી, 'તું યે કેવો છે, જયંત સારા ખોટાનું ભાન જ નથી. કોઈ શું ધારે?'

જયંતે કંટાળીને કહ્યું, 'ધારે ધારવું હોય એ, મારે શું? નહિ આવું અહીં, બસ થયું?'

નીલિમાને એ પણ ન ગમ્યું. આવું એ કંઇ ચાલે? આવવાનું ખરું, પણ આજ આવ્યા એવી રીતે નહિ. બહારથી પહેલાં બૂમ મારવી, 'નીલિમાબહેન નીલિમાબહેન, ખાધું કે?' સમજ્યા? માથા પર ચોપડી મૂકવી નહિ કે નીલીબીલી કહેવું નહિ. અમારા એ ગુસ્સે થઈ જાય.'

નીલિમાના બોલવામાં કડવાશ હતી કે મશ્કરી તે સમજાયું નહિ. પોતાના પરથી બધો જ હક્ક ઉઠાવી લેવા કહેતી હોય. એવી એની વાત હતી. જયંત ફિક્કું હસ્યો, 'સારું.'

નીલિમા હવે એના તરફ જોઇ, રમૂજમાં બોલી, 'અને હવે મને કહો તો ખરા કે આપનાં મૃદુલાદેવી મઝામાં તો ખરાં?'

જયંત જવાબ આપે તે પહેલાં તો એક ગૃહસ્થે ઘરમાં પ્રવેશ કર્યો. ત્રીસેક વર્ષની ઉમર, સ્થૂળ ખરું પણ બેડોળ નહિ એવું શરીર. લાંબો કોટ અને આંગળી યે ચમકતી હીરાજડિત વીંટીથી મધ્યમવર્ગના વેપારી તરીકે એમને ઓળખી શકાય.

એમને જોતાં જ, ખીલી ઊઠેલા ગુલાબ જેવું મોં કરી, નીલિમા મંજુલ સ્વરે કલરવી ઊઠી, 'ઓહો! તમે આવી ગયાને શું? આજ કંઇ વહેલા?'

પેલા ગૃહસ્થ આવો મધુર અવાજ પહેલી જ વાર સાંભળતા હોય એમ ચમકયા. પછી હસીને બોલ્યા, 'હા, દુકાન વહેલી બંધ કરી. કોણ છે મેમાન?'

'મારા ભાઈના દોસ્ત છે. જયંતભાઇ. અહીં કૉલેજમાં ભણે છે.'

'વાહ ! સારી વાત છે. કોટ ઉતારતાં ગૃહસ્થ બોલ્યા, 'લ્યો ચાલો, જમવાનું થયું ?'

'હા, બેસી જાઓ, ઉત્સુક હોય એમ નીલિમા બોલી.

'હું જરા નાહી આવું નળે. પછી બેસીએ.' કહી ,નીલિમાના પતિ ટુવાલ લઈ બહાર નળ તરફ ચાલ્યા ગયા.

જયંત ઊભો થઇ ગયો. એને અકળામણ થતી હતી.

'હું જાઉં, નીલિમા?'

'એમ ?'

'મોડું થાય છે.'

'હવે ?'

'એક વાત કહું, નીલી ?'

'શું ?'

'મારે ને મૃદુલાને કંઈ નથી.'

નીલિમા ચોંકી ઊઠી. શું બોલવું તે સૂઝયું નહિ.

'અને કામકાજ હોય તો કહેવરાવજે. મૂંઝાઇશ નહિ.' કહી જયંત દાદર ઊતરી ગયો.

નીલિમાને બૂમ મારી એને રોકવાનું મન થયું. પણ સ્વર ગળામાંજ રૂંધાઇ ગયો, હૈયું ધબકી ઊઠયું. દોડીને સડક ઉપર પડતી બારીમાં આવી ઊભી, અને દોડતા જયંતને જોઇ રહી. જયંત ધૂનમાં દોડયે જતો હતો, જાણે આજુબાજાનું જ્ઞાન જ ન હોય ! એક મોટર સડસડાટ કરતી એની સાવ નજીકમાં પસાર થઈ ગઇ. ભયની એક ધ્રુજારી નીલિમાના આખા શરીરમાં ફરી વળી. હમણાં મોટરમાં આવી ગયો હોત, એ વિચારે નીલિમા ભયગ્રસ્ત બની ગઇ. જયંત

દૃષ્ટિથી દૂર થયો કે નીલિમાના પગમાં જોર ન રહ્યું. નીચે બેસી ગઇ. આખું જગત જાણે શૂન્યકારમાં સરી ગયું.

નાહીને જમવા બેસતાં પેલા ગૃહસ્થ બોલ્યા, 'લ્યો, પીરસો છો કે?' એ જ શૂન્યકારમાંથી જવાબ આવ્યો, 'હા, બેસો.' ત્યારે પહેલાંના મંજુલ સ્વર અને આ રુદ્ધ કંઠ વચ્ચે ઘણો ભેદ હતો.

[ ૪ ]

મધ્યરાત્રિ હતી. બધે શાંતિ છવાઈ ગઇ હતી. ઘરમાં સહુ કોઇ ભરનીંદરમાં પડયા હતા. માત્ર એક જયંત જાગતો પડયો હતો. ઊંઘવાના ઘણા પ્રયત્ન કર્યા, પડખાં ફરી ફરી થાકી ગયો, છતાં નિદ્રા ન જ આવી. અંતે થાકીને એક ચોપડી લઇ વાંચવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

આખું પાનું વાંચી કાઢયું, પણ કશું જ સમજ્યા વિના. બીજી વાર વાંચ્યું તેમાં પણ નિષ્ફળ જવાયું. બીજા વિચારોથી ઘેરાયેલા મગજને કયાંય ચેન પડતું નહોતું.

પાસેના ખંડમાં અવાજ થયો. જયંત પથારીમાંથી સફાળો બેઠો થયો અને ઝડપથી અંદર ગયો. નીલિમા પડખું ફરી હતી, એટલે અવાજ થયો હતો. જયંતે પૂછયું, 'નીલી કંઇ જોઇએ છે?'

કંઠ શોષાતો હોય એમ નીલિમા બોલી, 'પાણી.'

જયંતે પથારીમાં બેઠી કરી એને પાણી પાયું અને ફરી પાછી સુવાડી દીધી.'

'ઊંઘ નથી આવતી, નીલી?'

'ના.'

'બહુ વિચાર નહિ કરે તો હમણાં આંખ મળી જશે' કહી જયંતે એનાં પોપચાં પર હથેલી ચાંપી. નીલિમા મૂંગી પડી રહી, એટલે જયંત એને ચાદર ઓઢાડી પોતાના ખંડમાં આવ્યો.

આવીને પથારીમાં પડતું મૂકયું, બે હાથે બળપૂર્વક લમણાં દબાવ્યાં. હૃદયમાં શૂળ ભોંકાતી હોય એવી વ્યથા ઊપડી હતી. ડુંગર પર દવ લાગે અને અગ્નિ જ્વાળાઓમાં ઝાડનાં ઝૂંડ ફડાફડ કરતાં ફાટવા લાગે તેવી રીતે દેહમાં દાહ થતો હતો; એનાં અંગાંગ ફાટતાં હોય એમ લાગતું હતું.

નીલિમા મુંબઇમાં માંદી પડી, એટલે ડોકટરોના મોટા ખર્ચથી બચવા એના વ્યવહારકુશળ પતિએ એને પિયર ભેગી કરી દીધી. અરવિંદની સૂચના અને પોતાના હૃદયની પ્રબળ ઇચ્છા હોવાથી જયંત નીલિમાને મુંબઇથી ઘેર લાવ્યો હતો, એક મહિનાની સખત ચાકરી પછી, નીલિમાનો તાવ હઠયો હતો, અને ડોકટરોના કહેવા મુજબ નીલિમા જીવી ગઇ હતી. હજી અશકિત પુષ્કળ હતી: પથારી માંય બેઠી કરવી પડતી.

જયંત એની પથારી પાસેથી ખસી શકતો નહિ, એના પગ ત્યાં જ જડાઈ રહેતા, નેત્રો નીલિમાના ફિકકા વદન પરથી ખસતાં જ નહિ, હૈયું એને પળભર પણ વીલી મૂકતાં શંકાથી વિહ્વલ થઇ ઊઠતું. ખડે પગે એણે નીલિમાની ચાકરી કરી હતી, અને અરવિંદે તો લગભગ એના હાથમાં જ નીલિમાને સોંપી દીધી હતી એમ કહી શકાય. જયંત એના પોતાના હૃદયભાવોને, આ શુશ્રૂષા દરમિયાન, સંપૂર્ણ રીતે સમજી શકયો હતો, દીર્ઘ નિઃશ્વાસ સાથે એને કબૂલ કરવું પડયું હતું કે બાળપણથી જ હૃદયના એકાદ અગોચર ખૂણામાં છાનીમાની સંતાઇને બેસી ગયેલી નીલિમાએ પોતાનો હક્ક સાબિત કર્યો હતો, અને કોઈ પણ નવા આવનારને માટે હૃદયમાં સ્થાન જ નહોતું.

પણ નીલિમાએ કરેલી ભૂલ યાદ આવતાં એનું હૃદય નિરાધારીથી બેસી જતું. એ ભૂલ વજ્રલેપ સમાન હતી. એ ભૂલ કર્યા

પછી એનાં પરિણામો, ઇચ્છા હોય કે ન હોય છતાં સહન કર્યા વિના ચાલે તેમ નહતું, અને એ નાની એવી ભૂલનાં પરિણામો યે કેવાં અસહ્ય !

જીતુ પાસેથી જયંતને ઘણું જાણવા મળ્યું હતું. નીલિમાએ જયંત મૃદુલા સાથે પરણવાનો છે એવી વાત સાંભળી લગ્નજીવનનો સ્વીકાર કર્યો હતો તે સમજાયું. વરરાજા મુંબઈગરા જ હોવા જોઇએ એવો, નીલિમા આગ્રહ લઈ બેઠેલી, તેથી એ વિસ્મય પામ્યો. કંકોતરી લખી હતી, પણ જીતુ પાસેથી એના નામનું કવર નીલિમાએ લઇ લીધું હતું–એમ કહીને કે જયંતની હાજરીમાં એનાથી નહિ પરણી શકાય ! જયંતે લમણાં દબાવ્યાં, કેવી દુ:સહ પરિસ્થિતિ ઊભી થઈ હતી ! એમાંથી છુટકારાનો સંભવ જ નહોતો, માત્ર મૂંગા અને એકલા એ અગ્નિમાં હરહમેશ સ્નાન કરવાનું રહ્યું હતું !

કોઇનો પગરવ સંભળાયો.

જયંતે ચમકીને નીલિમાના ખંડમાં પડતા બારણા તરફ જોયું, જોતાં જ નેત્રો ભય અને વિસ્મયથી ત્યાં જ ચોંટી ગયાં. પલંગ પરથી ઊભા થવા પ્રયત્ન કર્યો, પણ જાણે શરીરમાં ચેતન જ ન રહ્યું હોય એમ લાગ્યું, ઊભા ન થવાયું. નીલિમા બારણામાં આવી ઊભી હતી !

જયંતનું હૃદય ધબકી ઊઠયું.

હળવે પગલે, સ્વપ્નસ્થ નીલિમા એની પથારી નજીક આવતી હતી, કોઈ તીવ્ર આઘાતમાંથી છૂટવા મરણિયો પ્રયત્ન કરતી હોય, એવી એની સ્થિતિ હતી.. વસ્ત્રો અસ્તવ્યસ્ત હતાં, વાળ છૂટા હતા, સૌમ્ય વદન ફિક્કું અને વેદનાથી ચીમળાઇ ગયું હતું, પહોળા કરેલા હાથની મુઠ્ઠીઓ જોરથી વાળી હતી, હોઠ પવનમાં પાંદડી ધ્રૂજે તેમ ધ્રૂજતા હતા, આંખો મીચી રાખી હતી.

આવીને નીલિમા પથારીમાં બેસી ગઇ. અસહાય પૂતળાંની જેમ એણે એનું માથું જયંતની ધબકી રહેલી છાતી પર ઢાળી દીધું, અને હળવાં ડૂસકાં ભરી ભરી રડવા માંડ્યું 'જયંત ઓ જયંત!'

અંતરના ઊંડાણમાંથી ઊઠતું, જોઇતી વસ્તુ માટેનું દેહાત્માના અણુએ અણુનું આ રુદન, જયંતની સ્થિરતાને ક્યાંય ઉડાડી મૂકે તેવું વેધક હતું. હૃદય પરનો કાબૂ પવનમાં ઊડતાં તણખલાંની જેમ ઊડી ગયો, રોમેરોમ પોકારી ઊઠ્યું: 'નીલી, ઓ નીલી!'

થોડી વારે હૃદયનો આવેગ શમતાં નીલિમાનાં ડૂસકાં શમ્યાં. આંસુથી ખરડાયેલું એનું વદન ઊંચકી એ ઊભી થઇ ગઈ, અને આવી હતી તેમ જ સ્વપ્નસ્થ, એના ખંડમાં ચાલી ગઇ. પથારીમાં સૂઈ જતી હોય એવો અવાજ પણ આવ્યો. જયંત બેબાકળો પથારીમાંથી કૂદકો મારી ઊભો થયો. કોઇ સ્વપ્ન જોયું હોય તેમ એ આંખો ચોળવા લાગ્યો, એ સ્વપ્ન નહોતું, પણ સત્ય ઘટના હતી એ ભાન થતાં ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

નીલિમાના ખંડ પાસે આવી અંદર નજર નાખી, તો નીલિમા ઘસઘસાટ ઊંઘતી હતી!

એને ઊંઘતી જોઈ, જયંત કંઇક સ્વસ્થ થયો, અને બારી પાસે પવનમાં આવી ઊભો. એનાં બન્ને નેત્રોમાંથી આંસુની ધારા વહેવા લાગી હતી. રૂંધાયેલ કંઠે અને ધ્રૂજતા સ્વરે એ બોલ્યો, નીલિમા રે! ત્હારું સ્વર્ગ સ્વપ્ન જેવું ક્ષણભંગુર છે, એનું તને ભાન નથી એ જ સારું છે, પાછી વળી સૂઈ જા. આંખો ખૂલી જશે તો આઘાતથી તારું કોમળ હૈયું બંધ પડી જશે.'

જયંતે બહાર છવાયેલા ગાઢ અંધકારમાં જોયું. એનાં ચક્ષુ સમક્ષ નીલિમાની વિરહથી વ્યથિત મૂર્તિ આવી ઊભી. એની પાછળ સમાજની જડતાએ શબવત્ કરેલાં એવાં અનેક યુવક અને યુવતીઓની

લાંબી હાર આવતી હતી. એમની સંખ્યા વધતી જતી હતી વાતાવરણ એમનાથી ઊભરાઇ જશે એમ લાગતું હતું. જયંતે દીર્ઘનિઃશ્વાસ નાખ્યો. એની નજર સામે એક સમાજ સ્વરૂપ ખડું થયું. અતૃપ્તિની વિકૃતિ અને નિષ્ફળ ઝંખનાઓ જન્માવેલી વિરૂપતાથી એ સ્વરૂપ અતિશય બિહામણું લાગતું હતું. જયંતે જોયું તો કોઇની ખોજમાં બે હાથ પહોળા કરી, આ સ્વરૂપ અહર્નિશ ફર્યાં જ કરે છે, એના પગને વિશ્રાંતિ નથી આંખોને વિરામ નથી, હૈયાને શાન્તિ નથી. હરેક રીતે કોઇ અવિશ્રાંત કલાન્ત પ્રેમીની જેમ, એ ભટકયા જ કરે છે! તન્દુરસ્તીની તાઝગીભરી નીંદરનું એને ભાન નથી. ઘેનછાભરી તંદ્રામાં એની રાત્રિ વીતે છે. એટલું વળી સારું છે કે એ પોતાને સ્થાને પાછું વળી, બીજી સવારે યથાસ્થાને જાગે છે અને ગતરાત્રિના ત્રાસનું વિસ્મરણ કરે છે. કોઇક દિવસ અધમાર્ગે એનાં ચક્ષુ ખૂલી જશે અને પોતાની સ્થિતિનું ભાન થતાં એનું યે હૈયું ભયથી ફાટી જશે તો!

વાર્તા ચોથી :

અમે સવારની ચા લેવા બેઠા હતા. પરદેશીઓની દરેક રીત-રસમથી ઊંધા જ વર્તવું એવા અમારા ઊંધા સિદ્ધાન્તને લઇને ઘરમાં અમે ટી-ટેબલને બદલે પાટલા, ને કયારેક પાટલાને અભાવે 'ટાઇમ્સ'નાં પાનાં વાપરતા હતા. હજી કપ, કીટલીમાં ફેરફાર કરી શકયા નહોતા. કપના બદલે માટીનાં કુલડાં-'ભોલાં' વાપરવાની દરખાસ્ત રજૂ થઇ હતી, પણ અમે ગંભીરતાપૂર્વક ચર્ચા ચલાવ્યા બાદ એને। અસ્વીકાર કર્યો હતો. આ પોતે 'ચીનની કુમારી' છે પણ વરી વિલાયતી વરને, અને હિંદમાં તો પતિના ઘરમાં મહાલ-વાનો, મિજાજ કરવાનો હક્ક લઇ આવી બેઠી છે,- આમ એ પોતે જ પરદેશી કહેવાય, પણ વાર્તાલાપને। રસમય સમય આ ચાને જ આભારી છે, એ જોઇ અમે એના હિમાયતી હતા.

ઇન્દુ, અનંતની પત્ની,-કયારનીય પાટલાને ઊંચો નીચો કરી અવાજ કરતી હતી. પોતાને કવિતા અને કલ્પનાને કટ્ટો દુશ્મન કહેવરાવવામાં અભિમાન લેતો અનંત,-મારો તાજેતરમાં એમ. ડી. થયેલો દાકતરમિત્ર 'ટાઇમ્સ'ની કોલમમાં માથું ઘાલી કશુંક વાંચવામાં ગૂંથાયો હતો, સાથે સાથે ચાનો ઘૂંટડો ભરતો જતો હતો. વિનય, અમારો આશા આપતો નવલિકાકાર આજે સવારથી કંઇક વિચારમગ્ન જણાતો હતો, જાણે અધૂરા રહી ગયેલા સ્વપ્નનો ઉત્તરાર્ધ પોતાની કલ્પનાની મદદ લઇ ગૂંથતો ન હોય! મને બીજો પ્યાલો પીવાની ઉતાવળ હતી, એટલે હું શાન્તિથી ફૂંક મારી **રજની**

ઠંડી પાડી ચા પી રહ્યો હતો. આમ અમે સૌ પોતપોતાની ધૂનમાં શાન્તિનો ભંગ કર્યા વિના ચા પીતા હતા.

અંતે વાતની રસિયણ ઇન્દુથી મૂંગા ન રહેવાયું: એ બોલી, 'કેમ, આજે બધાયની જીભ સિવાઇ ગઈ છે કે શું?'

'કોઇ કંઇ બોલતુંજ નથી?'

'રોજ તો વિનય ગાડું હાંકે છે, આજે તો એ પણ ચૂપ બેઠો છે.' મેં કહ્યું.

'પરીઓની સ્વપ્નભૂમિમાં રાસડા લેતો હશે.' અનંતે છાપામાંથી માથું ઊંચકતાં કહ્યું; 'મારું ચાલે તો તમને બધાય કવિઓને ગરદન મારું.'

વિનય હસીને બોલ્યો, 'કેમ ભાઈ, કંઇ બગાડયું છે તારું?'

'નહિ ત્યારે? તમે લોકો જમીન પર પગ મૂકવાના નહિ.' હવામાં બચકાં ભર્યા કરવાના.' છાપું હાથમાંથી હેઠું મૂકી, અનંત ભાષણકર્તાની દમામભરી છટાથી બોલ્યો, 'તમારી કવિઓની રોતલ જાતેજ જગતનું ઊંધું વાળ્યું છે. 'નથી ફરહાદની કબરે કદી શીરીન સૂવાની,' કે 'સાકી, શરાબ, સનમ વિના અમને બીજું ગમતું નથી!' સિવાય, કોઈ દિવસ કંઈ જોમભર્યું ગાયું છે? પોતે તો રડી રડીને મરી જાય, પાછળ કેટલાયને રોવાનો મેનિયા લગાડતા જાય. શીરીન આવે શાની? તાકાદ હોય તો ઉઠાવી આવોને.' કહી અનંતે ઇન્દુ તરફ અર્થપૂર્ણ દષ્ટિપાત કર્યો. ઇન્દુ શરમાઇને નીચું જોઇ ગઈ.

વિનયે હસીને કહ્યું, 'એમનું મનોરાજ્ય સમજવું એ તારી બુદ્ધિની બહારની વાત છે, અનંત.'

પ્રત્યુત્તરમાં ઇન્દુના પાટલાનો ધબાકો અને અનંતનું અટ્ટહાસ!

'Pining for what is not.' ઇન્દુનો સ્વર મશ્કરીમાં ગૂંજી ઊઠ્યો.

અનંત એક સપાટે કવિઓની હસ્તી મિટાવી દેતો હોય એમ હાથ વીંઝતો બોલ્યો, 'તમને આ કર્મયુગમાં સ્થાન જ ન હોવું જોઇએ. વાસ્તવિકતા સાથે અથડાવામાંથી દૂર હઠી, કેવા અસત્ય તરંગોમાં જીવન વિતાડો છો? અને એ કલ્પના, અને સ્વપ્ને ઘડેલી સૃષ્ટિમાં કેવા રમ્યા કરો છો? પણ...સત્યનો જરાક સ્પર્શ થતાં જ તમે કેવા ધ્રૂજી ઊઠો છો? તમારાં સ્વપ્નકલ્પના કેવાં સરી પડે છે? છતાંયે મારું કાવ્ય, મારી વાર્તા, મારું ચિત્ર, મારી કલા!'

વિનયની અર્ધમીંચેલી ઘેનભરી આંખો પળભર ચમકી ઊઠી. વિચારસૃષ્ટિમાંથી એને કોઇએ જગાડયો હોય એમ એ અનંત સામે જોઇ રહ્યો. ફરી પાછાં એનાં નેત્રો નીચાં ઢળ્યાં અને સન્મુખ રમતી કોઈ કલ્પનાની મનોહર ભૂમિમાં સ્થિર થયાં. ગંભીર સ્વરે એ બોલ્યો, 'હા, અનંત! મારી કલા કલ્પના કાવ્ય મારા જીવનમાં કેવાં મોજાં ઉછાળે છે તે તને કેમ સમજાવું? તારી કલ્પનામાં એવું બળ નથી કે જે હૃદયની પાંખડીઓના રંગો કે ઉષા સંધ્યાનું સૌન્દર્યમાર્દવ સ્પર્શી શકે.'

અનંત હસી પડયો, 'મારી કલ્પના પૈસા કેમ કમાવા તે સમજી શકે છે. મારે માટે એ ઘણું છે.'

વિનય એનાં સરળ નયનો અનંત તરફ માંડી બોલ્યો, 'તું એમ માને છે કે જીવનનો આનંદ ઇન્દુએ અને તેં જ અનુભવ્યો છે? જાણે બીજાં તો પ્રેમની નિરુદ્દેશ યાત્રાએ ગયાં જ નહિ હોય.!'

ઇન્દુ ખિલખિલાટ હસી પડતી તાળી પાડી ઊઠી, 'અરે! વિનુભાઇ, તમેયે 'રોમાન્ટિક' થતા ચાલ્યા ને શું?'

'કોઇએ સપાટામાં લીધો લાગે છે, નહિ?' અનંત મારા સામુ જોઈ બોલ્યો.

'ચોક્કસ,' મેં કહ્યું.

વિનય શરમાયો હોય એમ નીચું જોઇ ગયો. મોં પર શરમનાં વાદળાં અહીંતહીં ઘૂમી રહ્યાં, પણ ઇન્દુ મશ્કરીનો આવો સુંદર દોર તોડવા દે તેવી નહતી. એનાં પોપચાંમાં તોફાન ઘેરાતું હતું. 'હવે નહિ કહો તો જશો ક્યાં ?' ઇન્દુ બોલી ઊઠી.

વિનયે અમારી સહુની સામે જોઇ લીધું. અમે ત્રણે જણાં આતુર, જિજ્ઞાસાથી ભરપૂર અને ગંભીર હતા; એ જોઈ એના હોઠ પર આછી સ્મિત રેખા પથરાઈ. પોતે અનુભવેલો હર્ષ હૃદયમાં સમાવી શકતો નહોય, પોતે જે પ્રણયની છોળથી ભીંજાયો હતો તે છોળ અંતરમાં ઊછળી રહી હોય, એવું સૂચવતા એના વદન પર વિવિધ ભાવો પથરાતા લુપ્ત થતા વળી પથરાતા હતા. હૈયે હતું તે હોઠે આવી છલકાઈ ગયું, 'મેં રજની સાથે લગ્ન કરવા નિશ્ચય કરી લીધો છે,' વિનય બોલ્યો.

અમે બધાવ ચમકી ઊઠીએ એવી વાત હતી. ઇન્દુના પાટલાનો ધબાકો, અને અનંતના ચાના સબડકા અટકી ગયા, અને અમારી આંખો વિનયના વદન પર પ્રશ્નાતુર ઠરી ગઈ. રજની કોણ હતી એ અમે જાણતા ન હતા. વિનય જીવનભર પરણવાનો નથી એ એણે જાહેર કરેલી વાત વિના બીજું કંઈ અમે જાણતા નહતા.

'મને ખાતરી હતી કે તમે સૌ ચમકી ઊઠશો, આશ્ચર્ય પામશો !' વિનય ધીર ગંભીર સ્વરે બોલ્યો, 'પણ મારે એમ કર્યાં વિના છૂટકો ન હતો; એ સૌન્દર્યના પૂરમાં તો તણાયે જ છૂટકો.'

'પણ રજની છે કોણ ? 'ઇન્દુએ હળવેથી પૂછ્યું.

વિનયના હોઠ પર સ્મિત પથરાયું: 'તું એને નહિ ઓળખે. હુંયે એને બરાબર ઓળખતો નથી. રજની નામે તો હું એને બોલાવું છું. કોણ જાણે શુંયે નામ હશે. જાણું છું એટલું જ કે એ એક સ્ત્રી છે, હું એક પુરુષ છું.'

'બસ ?' ઇન્દુ આશ્ચર્યમાં બોલી ઊઠી.

'બસ એથી વધારે કંઈ જ ઓળખાણ નથી. પણ એ ઓછું નથી, ઇન્દુ. મારાં નયનો એનાં સૌન્દર્યનું પાન કરતાં થાકતાં નથી. મારું હૃદય એને માટે સદૈવ ભાવથી ઊછળતું હોય છે. એનું સ્મિત ગુલાબ સમું ગુલાબી છે. એનો દેહ કમળ સમો કૂણો છે. એનો સ્વર વીણા સમો મંજુલ છે. મેઘધનુની સ્મરણસનાતન એની મોહિની છે. એની ચૂંદડીમાં મયૂરની પિચ્છકલાનો વૈભવ ચિત્રાયો છે. અને એથીયે ભવ્ય છે. એનાં નેત્રોમાં રમતી વિશ્વની અગમ્ય સર્જન—ગાથાનું સંગીત;

અનંત બબડ્યો, 'કોઇ primitive woman નું વર્ણન કરતો લાગે છે.'

વિનયે એના બોલવા પર ધ્યાન ન આપ્યું. એ તો એના અધૂકડાં ઢળેલાં પોપચાંમાં એની રજનીને રમતી નિહાળતો હોય એમ લાગતું હતું. પ્રિયતમાનું વર્ણન કરતાં પ્રિયતમના વદન પર પથરાતો ભાવાવેશનો આનંદ, એના મોં પર પથરાયો હતો. કોઈ કવિતાની પંક્તિઓ લલકારતો હોય એમ એ બોલ્યો, 'પ્રફુલ્લ ખીલેલા કમળની પાંખડીઓ સમાં એનાં અંગો છે. ફૂલપાંખડી પર જળબિન્દુ ઝૂલે તેમ મારી રજનીરાણી પૃથ્વીપટ પર ઝૂલી રહી છે. એને વય નથી, વર્ણ નથી, સદૈવ યૌવના, રસસરિતા સમી એ સર્વ સ્થળે ઘૂમી રહી છે.'

ઇન્દુની આંખો આશ્ચર્યમાં પહોળી ખૂલી. અનંત વાળમાં આંગળીઓ પરોવી, સમજવા પ્રયત્ન કરતો રહ્યો. વિનયની વાગ્ધારા આગળ ચાલી, 'અમે કુંજોમાં મળતાં, વૃક્ષોની ડાળીએ ઝૂલતાં, સરિતાનાં જળમાં ઊછળતાં નેત્રોમાં નેત્રો ઢાળી અનિમેષ વદનસુધાનું પાન કરતાં. એનામાં હું વિશ્વનું સકલ સૌન્દર્ય જોતો, મારામાં એ આભનાં ઊંડાણ વીંધી ઊડવા મથતો સબળ આત્મા નીરખતી. અમે બન્ને હાથમાં હાથ પરોવી ઊડતાં...'

અનંત ખડખડાટ હસી પડ્યો: 'ઊંચે ઊંચે.'

'એ ચકલી ઊડી' કહેતી ઈન્દુ પણ હસી પડી.

વિનય શરમાયો અને આગળ બોલતો અટકી ગયો. ઈન્દુ અનંતને હસતાં જોઈ, એણે પણ સ્મિત કર્યું, અને ચાનો પ્યાલો નીચે મૂકી એના ઓરડા તરફ ચાલ્યો ગયો. બારણું બંધ કરવાનો અવાજ સંભળાયો, એટલે અમે એક બીજાની સામે જોયું. વિનયે એટલી ગંભીરતાપૂર્વક અને વિશ્વાસ ઉપજાવે એવી રીતે વાત કરી હતી કે એના શબ્દે શબ્દમાં સત્ય ઝરતું હતું એમ જ માનવા મન થાય. રજનીને એ ચાહતોયે હોય! પણ રજનીનું વર્ણન? કયા પ્રિયતમની જીભે એની પ્રિયાનું વર્ણન કરતાં કવિતા નથી ટપકતી! લયલાકું દેખો મજનુનકી આંખસે...... ત્યારે આ રજની કોણ?' ત્યાં કલ્પના થંભી ગઈ.

'જાણે કવિતા ગાતો ન હોય એમ બોલતો હતો!' અનંત બોલ્યો.

'હા. લાગ્યું તો એવું જ!' ઇન્દુએ કહ્યું.

'મને તો કંઇક અંશે સાચું બોલતો હોય એમ લાગ્યું;' મેં કહ્યું.

'મને પણ;' ઈન્દુએ સંમતિ આપી.

'હા. સાચું લાગે તેમ બોલતો હતો ખરો!' અનંતે કહ્યું.

'એની બોલવાની ઢબ એવી છે કે બધા આશ્ચર્યમાં જ ગરકાવ થઇ જાય!'

અનંતે ઇન્દુ તરફ અમીભરી આંખે જોતાં કહ્યું, 'મને તો એમ જ લાગ્યું કે જાણે...' જિજ્ઞાસુ સ્ત્રીહૃદય ઇન્દુની જીભે આવી બેઠું: 'જાણે શું? બોલોને?'

'જાણે મારી ઇન્દુનું મારી ભાષામાં વર્ણન કરતો ન હોય!'

ઇન્દુ શરમાણી, પણ ભવાં ચઢાવી કૃત્રિમ રોષ દાખવતી બોલી, 'ઠીક હવે, પણ એટલું તો કબૂલ કરો કે તમારા જેવા અરસિકનેયે વાતના રસમાં વિનયભાઈ તાણી શકયા.'

અનંતે સંમતિદર્શક સ્મિત કર્યું અને કહ્યું, 'કબૂલ.'

હું ચા પીવા પ્યાલો હોઠ નજીક લાવ્યો, પણ અંદર ચા નહોતી.

× ×

તે દિવસે મારું મન વિચારમાં પરોવાયેલું રહ્યું. પવન સખત ફૂંકાતો હતો, એટલે બહાર જવાનો વિચાર માંડી વાળી, આખી બપોર પથારીમાં આળોટવામાં ગાળી. સ્વાભાવિક રીતે જ વિનયના આજના વર્તનનું કારણ સમજવા હું મગજમારી કરી રહ્યો. એના મનોરાજ્યની રહસ્યમયી રજની કોણ હશે? અજ્ઞાત મનમાં રહેલી કોઈ નાયિકા એની કલ્પનાને બહેકાવતી તો નહોતી ને? હું કલ્પનાને નિરાવલંબી માનવા તૈયાર નહોતો, એટલે વિનયની કલ્પનાની જન્મદાત્રીની શોધમાં પડયો. સાથે સાથે એ પણ વિચાર આવ્યો કે આ મુગ્ધ યુવક એના મનોરાજ્યના માધુર્યના કેફમાં પડયા રહેવાનું શા માટે પસંદ કરતો હશે? શા માટે એ એના કાલ્પનિક પ્રદેશમાં જીવવું વધારે પ્રિય ગણતો હશે? કોઇ નિશ્ચિત નિષ્ફળતાની અણજાણ છાયા એને એમ કરવાને પ્રેરતી તો નહિ હોય! કે પછી આવા ભ્રમ સેવતું મારું મન તરંગી હતું!

અંતે કંટાળીને છેક સાંજે હું વિનયના ઓરડામાં ગયો. વિનય મને જોઈ હસતો હસતો ઊભો થયો અને હું કંઇ કહું તે પહેલાં તો મારા હાથમાં એણે લખેલા કાગળો મૂકયા.

'લે, વાંચ; આજ તો કમાલ કરી છે.'

બારી પાસે પડેલી આરામખુરસીમાં બેસી હું જિજ્ઞાસાપૂર્વક એની વાર્તા વાંચી ગયો: રજની નામની નાયિકાનું પાત્રાલેખન કવિ-શૈલીમાં પણ ઘણું ચિત્તાકર્ષક થયું હતું.

મેં કહ્યું, 'આ તો તું બોલતો હતો એ જ શૈલીમાં છે!'

એણે આનંદમાં આવી જઇ મારો ખભો હલાવતાં કહ્યું, 'કારણ કે એ શૈલી જ સફળ છે.'

'કઇ રીતે જાણ્યું ?'

'સવારે તમને વાત કરેલી તેની તમારા પર અસર થઇ હતી કે નહિ ?'

'હા.'

'બસ, ત્યારે તમારા પર અસર થઇ એમ બીજા વાચકો પર પણ થવાની. એ મારી સફળતાની ચાવી હું હંમેશા વાર્તા લખતા પહેલાં કોઇને ખૂબ રસ જમાવીને કહી જાઉં છું, એની અસર જોઉં છું, અને પછી એ જ ઢબે વાર્તા લખી નાખું છું.'

'ત્યારે રજની એ...?'

'મારી વાર્તાનું એક પાત્ર !'

'હં !' કહીમેં છુટકારાનો દમ ખેંચ્યો; અને બહાર શરૂ થયેલા વરસાદના ઝાપટાથી બચવા બારી બંધ કરવા ઊભો થયો. બારી બંધ કરી પાછો ફર્યો, ત્યાં મારી દૃષ્ટિ ઓરડામાં પ્રવેશ કરતી, મયૂરપિચ્છની છાપવાળી સાડીમાં શોભતી ઈન્દુ ઉપર પડી અને સ્થિર થઈ.

'બહાર વિજળી ઝબૂકી.'

ઈન્દુ બોલી 'વીજળી થાય છે, જુઓને, આવા કવખતે !'

એના સ્વરે મને મારી સ્તબ્ધતામાંથી જગાડ્યો. મેં હસીને કહ્યું; 'હા. ઈન્દુ. પડે નહિ તો સદ્‌ભાગ્ય.' અને એના હાથમાં વિનયની વાર્તાના કાગળ મૂકી, હું મારા ઓરડામાં ચાલ્યો આવ્યો. અંધકાર છાયો હતો, પણ કળ દાબી બત્તી કરવાની ઇચ્છા મને ન થઈ.

અતિજ્ઞાનીને મન પણ ક્યારેક અજ્ઞાનના અંધકારનું મૂલ્ય વધી જાય છે, તેની કોણ ના કહી શકે તેમ છે ?

વાર્તા પાંચમી :

મે મહિનાની રજાઓમાં હું દેશમાં જવાનું ચૂકતો નહિ. મુંબઇની હાડમારી પછી દેશનાં હવાપાણી અને સંપૂર્ણ આરામવાળી જિંદગીની ઝંખના રહેતી; એટલે રજાને પહેલે જ દિવસે 'આવજો, લાવજો' ની ઉપાધિમાંથી પાર ઊતરી, જીવ લઇ નાસતો. શહેર છોડી બાપદાદાના ગામે જતાં કંટાળો અનુભવતા અત્યારના સુધારક યુવાનો જેવું મને કંઇ જ થતું નહિ. એમાં વળી ક્ષયરોગીઓના ક્ષય ટળી જાય એવા જોરાવરનગરમાં ડોસાવારીનાં ઓરડો ઓસરી હતાં તે કંઇ ઓછો લાભ ન કહેવાય. મુંબઇનાં ભાડાં ભરી ગળે આવેલા ભાડૂતો આ 'રાહત'ની ખરી કીમત જાણી શકે છે. મુંબઇની ઓરડીના ભાડામાં હું જોરાવરનગરમાં સુખે મહિનો કાઢી શકું એવી મારી ખાત્રી હતી. ચોથી સુવાવડ પછી સાજીમાંદી રહેતી પત્ની, અને ચોથા માળની નાની ઓરડીમાં ઠેલે આવે એમ વચમાં રમતાં બાળકો માટે, દેશમાં મહિનો ગાળવો એ હિતકર હતું. આવાં અનેક કારણોને લીધે દેશ તરફ જવાની તક હું ચૂકતો નહિ.

આ સાલ પણ જોરાવરનગરનું મારું ઓસરીઓરડાવાળું બાપીકું ઘર લીંપાઇગૂંપાઇ વસવા જેવું સ્વચ્છ થઇ ગયું હતું. પાડોશની મેના બ્રાહ્મણી પીવાના પાણીનું બેડું ઢલવી જવાની હતી. ઊતરતાં સાંજે તો ઓઘડ દાદાને ઘેર જ જમવાનું હોય એટલે કંઇ પંચાત નહોતી. આવા વિગતવાર સમાચારવાળો દાદાનો પત્ર મળ્યો એટલે

## ઓઘડ દાદાનો અનુભવ

સરસામાન બાંધી અમે દેશની વાટ લીધી. વહાલથી સૌને મળ્યાં અને બીજા દિવસથી ઘેર રાંધી ખાવાની પણ શરૂઆત કરી દીધી.

અમારી શેરીમાં ઓઘડ દાદા વયોવૃદ્ધ અને પવિત્ર પુરુષ હતા. બહારગામ વસતાં લોકોનાં ઘરનાં તાળાં ખેંચી, તપાસ કરી, પછી સૂનારા વૃદ્ધ માટે સૌને પિતાસમો ભાવ થતો. માંદગીના ચિંતાપૂર્ણ પ્રસંગે કે લગ્નાદિ શુભ પ્રસંગે ઓઘડ દાદાની ઓથ વિના ચાલતું નહિ. પ્રભુભક્તિમાં લાગી જવા જેવી વૃદ્ધ ઉમરે પણ અજબ નિષ્ઠાથી અને પ્રેમથી લોકોનાં વ્યાવહારિક કાર્યોમાં ભાગ લેતા વૃદ્ધ માટે સૌને માન થતું. સૌ તેમને 'ઓઘડદા' કહેતા.

ઓઘડદાદા મને ગમતા. વડીલોની ખોટ એમનાથી પૂરી થતી જોઈ મને સંતોષ થતો. એમની કૃપાએ મારું એક કામ અધૂરું અટકતું નહિ. ઓછા ખરચે અને ખાદીની ટોપી પહેરી પરણવાના મારા મહાન ક્રાન્તિકારક નિશ્ચયની સિદ્ધિ એ વૃદ્ધની કુશળતાને આભારી હતી. મારી પત્નીને, 'કાં દીકરી, શું શાક લાવી દઉં ?' કહી, બજારની ઝીણી ઝીણી અનેક ચીજ લાવી આપવાનું કામ એમના હાથે થતું; અને સાંજે, 'દાદા પોપટપંખી' કહી પજવતાં મારાં બાળકોને 'પોપટપંખી ચતુર સુજાણ, બોલો પોપટજી શ્રીભગવાન' કહી એ જ રમાડતા.

દાદાની સલાહ પણ મારે માટે એટલી જ કીમતી હતી. લગ્નોની ઝડી બોલતી હોય અને હાથવરણાની રકમો છૂટે હાથે કાઢવી પડતી હોય ત્યારે મારે પાકીટમાં હાથ નાખી વિચારવું પડતું. ઓછી આવકમાં વ્યાવહારિક કામો ઉકેલવવાની મુશ્કેલી વિશે વિમાસણ થતી, ત્યારે ઓઘડદાદા કહેતા, 'જો બેટા તારા બાપુને રૂપિયો આપવાની પહોંચ હતી તે એ આપતા. ઈ કંઈ કાયમ જ રાખવું ઈમ છે ? આપણા ગજા પરમાણે આપણે કરીએ. ખેંચાઈને રૂપિયો આપવા

કરતાં આઠ આના ઠીક.' અને બાપદાદાની આબરૂના વિકટ પ્રશ્ન ઉપર નૈતિક વિજય મેળવી હું આઠ આના બચાવી લેતો.

બપોરે તાપ પડે ત્યારે બગલમાં ગોદડી ઓશીકું દબાવી ઓધડદા મહાદેવના મંદિરમાં ઊપડતા. આરસપહાણના ઠંડા પાષાણ પર લહેરથી સૂઈ જતા કે બીજા વૃદ્ધો સાથે ગામગપાટા હાંકતા. એમના આ કાર્યક્રમમાં હું ભાગ લેતો નહિ; ઘેર રહી વાંચ્યા કરતો કે સૂઈ જતો. ઓધડદાને એ ગમતું નહિ. રજાના વખતમાં ચોપડી વાંચવી એ એમને અક્ષમ્ય અપરાધ લાગતો.

આજે તો એમના આગ્રહથી મેં પણ મહાદેવના મંદિરમાં સૂવા જવા કબૂલ્યું. જમીપરવારી પાથરવાનું સાધન લઈ અમે બન્ને ઊપડ્યા. આરસપહાણની ઠંડક મને પણ મીઠી લાગી. છીંકણી સૂંઘતા ઓધડદા પલાંઠી વાળી બેઠા; મેં લંબાવ્યું.

'હેં વૈકુંઠ, તારી આવક કેટલી, બેટા?' વાતમાં ને વાતમાં દાદાએ વાત ઉપાડી.

'બહુ નહિ, દાદા. મહિને સોએક રૂપિયા મળે. સાઠ રૂપિયા પગારના આવે, ને બાકી ટ્યૂશનની દોડાદોડી કરવી પડે, તો ય કંઈ મુંબઈના ખરચને પહોંચી વળાય નહિ.'

'ખરચખૂટણમાં ધ્યાન તો રાખ છ ને, ભાઇ? ચાદર પરમાણે પગ પહોળા કરીએ, નહિ તો કવખત વેઠવો પડે.' ડોસાએ આંખો ઝીણી કરી મારા તરફ જોયું; 'પણ, વૈકુંઠ, ઇ સો રૂપિયા સાચા કે પછી કે'વાના?'

'કહેવાના કેમ, દાદા?'

'ઇ તમે જવાનિયા જાણો. મળતી હોય ચાર રૂપૈડી ને કે'શે ચાળીશ. તમારો વિસવાસ શો?'

'એમ હોય, દાદા? જૂઠ્ઠું કંઈ લાંબું ચાલવાનું હતું?'

'પણ ચાલે ત્યાં લગી તો ભાઈનો ભભકો રહે ને?' દાદા વાતો કરવાના રસમાં આવ્યા. એમના આવા સિદ્ધાંતો વ્યાવહારિક દાખલાથી ભરપૂર હતા, એટલે હું એવા દાખલાની રાહ જોતો બેઠો. છીંકણીના બેચાર સડાકા બોલાવી દાદા બોલ્યા: 'લે જો, આપણા પડોશી જેશંકરનો દાખલો. આજથી દસકા ઉપરની વાત.'

થોડે દૂર આડે પડખે થયેલા બેચાર ભૂદેવો પણ જાગીને નજીક આવ્યા. દાદાની છીંકણીના સડાકે ભૂદેવોની ઊંઘ ઉડાડી અને કાન સરવા બનાવ્યા. દાદાની વાર્તામાં સૌને રસ પડતો.

'આ જો, વૈકુંઠ, સવારના પો'રમાં હરહર મહાદેવ કરતો સ્નાન કરતો હતો ત્યાં સદાશિવ ટપાલીએ પત્તું નાખ્યું. મારે લખનારા ઓછા, તે જીવમાં પત્તું ભાળું ત્યાં ચટપટી થાય. નાહીને તરત કાગળ વાંચ્યો. વાંચતાં તો ભગવાનની કૃપાએ આવડે છે ને ચશ્મા વિના વળી. પણ વાંચતાં અરેરાટી નીકળી ગઈ. જેશંકરની વહુએ બાપડીએ નાની દીકરી પાસે લખાવેલું, કે, "દાદાને માલમ થાય કે અહીં અમારું કોઈ નથી. જેશંકરનો કૈલાસવાસ થયો છે ને લેણા-વાળા પજવે છે. હજી તો કારજ પણ બાકી છે. તમે આવીને અમને ઘર ભેગાં કરો તો ઉપકાર થશે."

'મને થયું કે આ તો બૈરાં છોકરાં જાણી લેણાવાળા હેરાન કરતા હશે. બાકી જેશંકર પાસે પૈસો છે એટલે બીજી વાતની હર-કત નહિ હોય. જેશંકર અજમેરથી દેશમાં આવે ત્યારે ઠાઠમાં રહેતો. બૈરાં છોકરાંની ડોકે સોનાનાં ઘરેણાં હોય જ. બોલ્યું ચૂડીવાળું, ને હારમોલિયમ ઘરે વાગતાં જ હોય. મેં પૂછ્યું એક વાર કે 'અલ્યા જેશંકર, તને પગાર શું મળે છે, ભાઈ?'

જેશંકર કહે, 'આ જુઓ ને દાદા, ત્રણસો રૂપિયા તો શેઠની પેઢીએ પગારના જ મળે છે. ને બાકી છાનોછપનો નાનો મોટો

વેપાર પણુ કરતો રહું છું. આ તમારી ને વડીલોની કૃપા છે, તો આપણે તો લીલાલહેર છે, દાદા.'

'મારા જીવને વિશ્રાંતિ મળતી. મનને કહેતો, 'હોય જીવ. કમાય છે તો ખાય છે ને છોકરાં ? ભગવાન આપે પછી કંજૂસાઈ શા માટે રાખવી ?'

'તોય ભાઇ, પરદેશનો મામલો. અજમેરથી ઘર ભેગા થવું ઇ સહેલું ન કે'વાય. પડખે માણુસ જાતની જરૂર રહી. આવે ટાણે ખપમાં આવીએ નહિ તો જનમ લીધો ફોગટ. મેં તો અંગરખીને વળ દઇ બાંધી પાઘડી. હાથમાં દંડો રાખ્યો. મનમાં થયું થોડા રૂપિયા સાથે લેવા સારા. ક્યારે જરૂર પડે ઇ કહેવાય નહિ, તે પોણોસો રૂપિયાની થેલી ભેટમાં કસીને બાંધી સ્ટેશને જઇ અજમેરની ટિકટ કઢાવી ને ગાડીમાં બેઠો.

'માળું વિરમગામ સુધી તો ઘર જેવું લાગે, પણુ પછી તો બોલીચાલીમાં બહુ ફેર લાગે. આબુ છોડયું કે ઉનાળાના તાપે શેકાવા મંડ્યા. બે બાજૂ ડુંગરા ને વચમાં ગાડી હાલી જાય. દેખાવ ભારે રળિયામણો. પણુ ભાઇ, મારવાડ જંકશન ગયું પછી બધું કંગાળ લાગે. લોક બચારાંનાં મોં પર નૂર નહિ ને ખાવા ધાન નહિ. ગાડીમાં વગર ટિકટે બેસે. મારીને ઉતારે તો ઊતરી જાય ને પાછા બીજા ડબ્બામાં ચઢી જાય. પાણીની યે હાડમારી. સ્ટેશન જુઓ તો ભૂંડાં-ભૂખ. ઇમ ને ઇમ સોજત આવ્યું ત્યારે કૈંક ટાઢક વળી. બરાબર આઠ વાગ્યે અજમેર આવ્યું.

'બધે ઝાકઝમાળ દીવા બળે, તે ઢબલાવું ન પડયું. સરનામું હતું એટલે પૂછપરછ કરતાં શોધી કાઢયું. મારા મનમાં કે જેશંકરનું ઘર તો મોટું હશેઃ એટલા બધા પગારવાળો ને વળી શોખીન જેશં-કર જેવાતેવામાં રહે નહિ. પણુ જઇને ઊભો રીયો ત્યાં ઘરબાર જોતાં 'શિવ શિવ' બોલાઇ જવાયું.

'જતાંવેંત બૂમ પાડી નહિ, પણ બહારથી અંદર નજર નાખી. નાની દસ હાથની ઓરડી ને ઠામબાસને ઉજેસ નહિ. વચમાં નાનું ફાનસ બળતું હતું, પડખે જેશંકરની વહુ દીકરાદીકરીને સોડમાં લઇ બેઠી હતી. બચારીની આંખો રોઇરોઇને સૂજી ગઇ હશે. છોકરાં ફફડતાં પડ્યાં હતાં.

'લાકડીનો ઠબકારો કરી મેં ખોંખારો ખાધો. 'હે શંકરદાદા' કરી ઓરડીમાં પેઠો. વહુ લાજ કાઢી ઊભી થઇ ગઇ. છોકરાં જાગી ગયાં. 'દાદા આવ્યા' કરતાં મને બાઝી પડયાં. મેં સાદડી પર બેસી થાક ખાધો.

''રંભા દીકરા. દાદાજીને પાણી આપ.' વહુ બોલી. રંભા પાણી લેવા દોડી. એક ઠીકરા જેવા લોટામાં પાણી લઇને આવી. 'પવાલું નથી દીકરી?' મેં પૂછ્યું.

'વહુનો નિઃશ્વાસ સ્પષ્ટ સંભળાયો.

'હેમુ એની કાલીકાલી બોલીમાં બોલ્યોઃ 'પવાલું તો પેલો લેણાવાળો લઇ ગયો, દાદાજી. મારી પાણી પીવા ટબૂડી યે લઇ ગયો.'

'વહુની આંખમાં આંસુ હતાં એમ એની બોલી ઉપરથી લાગ્યું. 'ઘરમાં કશું જ નથી, દાદાજી. હતું તે લેણદાર આવી ઉપાડી ગયા. હજી તો ઘણું યે દેવું ચૂકવવાનું છે.'

'હું તો સડક થઈ ગયો. જેશંકરની ત્રણસોની આવક ક્યાં ગઈ? વહુના દાગીના ક્યાં ગયા? આ શું બધું?

''પણ વહુ બેટા, જેશંકરને પગાર તો સારો મળતો! ઇ ગયું ક્યાં?' મેં પૂછ્યું.

''પગાર તો' દાદા રૂપિયા ત્રીસ ને? જિંદગીમાં એથી પઇ વધારે ભાળી છે જ કે દિ?'

''હં! ઠીક ત્યારે. આ તો ત્રીસના ત્રણસો થયા હતા! મેં પૂછ્યું: 'પણ દીકરી, ડોકમાં દાગીનાનો તો પાર નહોતો. સહેજે ચાર હજારનો જીવ થઈ જાય.'

''દાગીના કેવા દાદાજી! અહીંથી મારવાડીના ભાડે લઈને દેશમાં આવતાં.'

''પણ એમ કરવાનું કારણ?' મારા કાળજે ચિરાડો પડયો.

''એમને મન કે દેશમાં આબરૂ વધે; દીકરો દીકરી વે'લાંવરે.'

''ઠીક ચાલો, ગામલોકે ઘરેણાં દીઠાં નહોતાં ને તમે દેખાડવા નીકળ્યાં હશો. ત્રીસ રૂપૈડીમાં ભભકો નવાબશાહી જેટલો, પછી પાછળ આ દિવસ દેખવા પડે ને! લ્યો, હવે થયું તે થયું, જલ્દી દેશભેગાં થવું છે ને હવે?'

''હા દાદાજી, અહીં ક્યાં રહેવાય એમ છે? હવે તો આ હેમુ મોટો થાય...' વહુ આગળ બોલી શકી નહિ. મારી આંખ પણ જરા પલળી.

''ઠીક, ઇ બધું શંકરદાદાની કૃપાએ નિરવિઘ્ને પતી જશે. હવે તમારી પાસે ઘરેણું બરેણું મળી કંઇ નીકળે એમ છે?'

''મારી મોહનમાળા કહું, આ રંભુની બંગડીઓ થઇને બસો ત્રણસો થાય તો.'

''ઈ જોયું જશે. સવારના પહોરમાં ઘરેણાં કાઢી રાખજે. બજારમાંથી હું જોઈતી રકમ લઈ આવીશ. અગિયારમું બારમું કરીને નીકળશું કે વહેમ ન આવે. પૂછેગાછે તો કહી દેવું કે મારા દાદા આવ્યા છે દેશથી, એમની પાસે જાઓ. જરા યે મૂંઝાઇશ નહિ, દીકરી. આવ્યાં કામ કોઇનાં રોકાયાં નથી. હવે નિરાંતે ઊંઘ લે.'

''દાદા વાળુ નથી કરવું?'

''ના બેટા, મુસાફરીનો થાક છે તે જરા આડે પડખે થવું છે. કાલ જમીશું.'

'આ...એમ ને એમ ભૂખ્યાં પેટે તો લંબાવ્યું. મોડી રાતે ઊંઘ આવી. શું કરવું શું નહિ, ઇ બધું મનમાં ગોઠવી કાઢયું હતું. વહુછોકરાં પણ સંતોષથી ગાઢ નીંદરમાં પડ્યાં.

'સવારે વહેલો ઊઠ્યો, દાતણ કરતો કરતો શેરીમાં દસબાર વાર આંટા મારી આવ્યો. આડોશીપાડોશીને થયું કે કોઈ સગુંવહાલું આવી ગયું છે. એકબે જણા સાથે વાતો પણ કરી. દસ વાગતામાં તો બધે વાત ફેલાવી દીધી કે જેશંકરના દાદા આવી ગયા છે, ને કારજ કરી કરાવી વહુછોકરાંને લઇ દેશમાં જશે.

'બપોરે લેણદારોની ધમાચકડી જામી. મને જોઇ બધા શાંત થયા. કોઇને ધમકાવ્યા, કોઇને ચોપડા બતાવવા દમ માર્યો. મોટી રકમવાળાને કારજને માટે જોઇતા દાણા મોકલાવવા કહ્યું. બધાને વિશ્વાસ બેસાડ્યો કે કોઇના પૈસા ડૂબે એમ નથી. બધાની લેણી રકમ નોંધી લીધી. બધું થઇને રૂપિયા ચારસોનું દેવું હતું.

'ઘરેણાં લઇ હું તો ઊપડ્યો બજારમાં. રસ્તામાંથી એક કાઠિયાવાડીને પકડી પાડ્યો, ને દેશધરમની વાતો કરી લીધો સાથે. હા ના કરતાં રૂપિયા ત્રણસો લઈ ઘર ભેગો થયો, મૂંઝવણનો પાર ન હોતો. ચારસોનું દેવું પતાવવાનું હતું અને કારજનું ખર્ચ તો હજી ઊભું હતું.

'ઘેર જઈ વહુ પાસે ખીચડી ને શાક રંધાવ્યાં. ભૂખ્યાં ડાંસ છોકરાં ને હું જમ્યાં, વહુને જમાડી, કારજની ધમાલમાં બધાને વળગાડી મેં દેશના એક બે જણને શોધી કાઢયા અને મદદમાં લીધા. ઘડીના છઠ્ઠા ભાગમાં સરસામાન પહોંચતો કર્યો.

'આમ ને આમ છાતીના જોરે કર્યું ઊભું, અગિયારમું બારમું. સરાવ્યું, લાગે બધાને સારું, પણ કરકસરથી એવી ધમાલ

ઊભી કરી કે બધાને લાગે કે ડોસા પાસે પૈસા છે. નાની રકમના લેણદારને તો રોકડે જ પતાવી દેતો, મોટી રકમનો લેણદાર પાછળ એક રહ્યો, રૂપિયા ત્રણસો એને આપવાના હતા. સારા નસીબે હતો આ તરફનો. બધું પતી ગયું એટલે એની દુકાને પહોંચી ગયો.

"'જુઓ શેઠ. આ તમારે મારું વેણ રાખવું પડશે.' મેં વાત કરી. 'ત્રણસો રૂપિયાની જોગવાઈ અહીં બેઠે મારાથી નહિ થાય. તમારે પાંચ દિવસ થોભવું પડશે. દેશ પહોંચીને તરત રકમ પહોંચતી કરીશ.'

"'પણ શેઠજી...'

"'હવે મારા અહીં બાપ શેઠ કેવા! આ તો માણસ માણસનું નહિ રાખે તો કોણ રાખવાનું હતું! આ જો. જેશંકરને અને મારે સગપણ કૈં ન મળે. શેરીમાં રહે એટલે પડોશધરમ સાચવું, એટલું. એ તો બચારો ગયો ને પાછળ કૈં મૂકતો નથી ગયો, ઈ તમારાથી અજાણ્યું નથી. કાંજમાં હતું ઇ ગયું. મેં તો આ ધરમ જાણી કર્યું, ને તમને દયા વસે તો આટલી ધીરજ રાખી જાઓ. દેશમાં જઈ રકમ મોકલીશ. ઈમાં ફેર નહિ પડે.'

'વેપારી માન્યો, માનવું પડયું, ઠામુકા જાય, તે કરતાં જે મળ્યું તે સાચું માની ચૂપકીદી પકડી. મેં વહુછોકરાંને કર્યાં સાબદાં, નાખ્યાં ગાડીમાં ને લાવ્યો ઘરે.

"બીજે દિ' તારામારા કરી રૂપિયા ત્રણસોની કોથળી તૈયાર કરી ઘરે ગયો ત્યાં જેશંકરની વહુ વાસીદું વાળતી હતી. છોકરાં રમતાં હતાં. મને જોઇ વહુ લાજ કાઢી આઘી ઊભી.

"કાં વહુબેટા, છોકરાંને જમાડયાં ?'

"હા, દાદાજી.' વહુએ જવાબ આપ્યો. 'હેમુ તમને બોલાવવા ઘરે આવ્યો'તો પણ તમે ઘરે નો'તા.'

''હું તો બહારથી હજી અત્યારે આવ્યો, પેલાના રૂપિયા ત્રણસો બાકી છે. ક્યાંથી કાઢવા ઈ વિચાર કરવો જોઇશે ને?'

'વહુ બચારી મૂંગી રહી.

''હમણાં તો જ્યાં ત્યાંથી ભેગા કર્યા છે, વહુ. જરા બે માળા વધારે ફેરવશું, ઇગ જ ને? મારો હેમુ કાલ સવારે મોટો થશે, પછી પૈસાની ક્યાં તાણ પડવાની હતી?'

'વહાલથી હેમુને પડખે લઈ મેં માથે હાથ ફેરવ્યો. તોતડાતી જીભે હેમુ બબડ્યોઃ 'મોતો થાઉં પછી દાદાજીને નોકલી કલવાની નહિ, હું કમાઇશ ને.'

'મેં પીઠ થાબડી. 'શાબાશ દીકરા. તે વહુ, હવે છે કંઈ? મારો હેમુ ક્યાં ઊતરે ઇમ છે? એ છે તો પૈસા જ છે. રંભા ક્યાં ગઇ?' ખૂણામાંથી રંભા દોડતી આવી. એનું હસતું ઘાટીલું મોં જોઇ મારી આંખ ભીની થઇ.

''ને આ જીવતી જાગતી જગદંબા ઘરમાં છે, પછી પૈસાની તાણ કેવી? મારી રંભા તો લક્ષ્મીનો અવતાર છે. ઘણું જીવો દીકરી, તમારામાં વાપર્યા તો ભવોભવ ઊગી આવવાના.'

'વહુથી ડૂસકું ખવાઇ ગયું. બિચારી મારા પગ પાસે બેસી ગઇ ને બોલીઃ 'દાદાજી, ચામડી ઊતરાવી જોડા સીવડાવું તોય આ ઋણ ઊતરે ઇમ નથી.'

'ને વૈકુંઠ, તે દિ' મારી છાતી ભરાઇ આવી, માણસ જેવું માણસ ચામડીના જોડા સીવડાવવા જેવી વાત કરે ઇ કેમ ખમ્યું જાય? ઈ વચને પલળે નહિ ઇ તો દૈત્ય, માણસ નહિ. મનને થયું, રૂપિયા શું, આખી જિંદગી કેમ નથી આપવી પડતી! મારી આંખમાં

બોરબોર જેવડાં આંસુ બાઝયાં, ગળે ડૂમો ભરાયો: 'વહુ બેટા, મૂંઝાશો નહિ,' કહી મેં ઊંબરા બહાર પગ મૂકયો.

× ×

એકાદ સમર્થ વાર્તાકારની અદાથી દાદા અટકી ગયા. એમના સ્વરમાં લાગણી હતી. કરુણાનો ધ્વનિ મૂકી ઓઘડદાએ વાત પૂરી કરી એનાં આંદોલનોથી અમે પણ હલમલી ગયા.

*

હું વિચારમાં પડયો. ઓઘડદાદાના અનુભવનું મહત્ત્વ શું? પ્રજોત્પત્તિથી માંડી જીવનની સર્વ દિશામાં પ્રવર્તતા આ બિનજવાબ-દારીના યુગમાં દાદાની વાત જવાબદારીનું સમર્થન કરવા બસ નથી?

વાર્તા છઠ્ઠી :

સાંજ પડી ગઇ હતી. મોચીવાડામાં પંચેન્દ્રિયને પરમ સુખાનુભવ થાય તેવું વાતાવરણ જામ્યું હતું. કંસારી અને તમરાં અંધારા ખૂણામાંથી કાનમાં આરોહ અવરોહ વિનાનું એકધારું તીવ્ર સંગીત રેડી રહ્યાં હતાં મંદ પડેલા પવનમાં ટેવાયેલી ચામડાની ઉત્કટ ગંધ નાસિકાને શ્વાસોચ્છ્વાસની ક્રિયા તજી નિષ્ક્રિય બનવા ઉશ્કેરતી હતી. મ્યુનિસિપાલિટીનું મરતું મરતું બળતું ફાનસ, નહિ જેવો પ્રકાશ આપી, નેત્રને જરા ઝીણી નજરે જોવા સૂચવતું હતું. બધે સૂનકાર છવાયેલો હતો.

દેડકવૃંદના સંગીતમાં વેદોચ્ચાર સુણનારા બ્રહ્મપુત્ર સુખારામ દાદાને કંસારી તમરાંનો તમતમાટ અગમ્ય નહોતો તેમ જ પ્રાણાયામથી ટેવાયેલા નાકને ચામડાંની ગંધથી રક્ષણ મેળવવું એ સહેલી વાત હતી. આંખોને આધારે ચાલવા કરતાં પગનો દાદા વધારે વિશ્વાસ રાખતા. પગ જરા પછાડીને મૂકતા કે ખાડા ટેકરાની ખબર પડે. આવા વખતે મોચીવાડામાં આ વિપ્રવર્યને ઘસડી લાવનાર કયું મહાકારણ હશે એવો સહેજે વિચાર થાય.

જરા છેટે ઓસરીમાં અંધારે એક માણસ બેઠો બેઠો ગણુ ગણતો હતો:

## જૂના જોડા

આરે! કાયા રે! હંસા ડોલવાને લાગી રે!
ઊડી ગયો હંસ પિંજર પડી તો રીયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થીયું.

બાઇ મીરાં...

'એલા, લાધો છે કે?' સુખરામ દાદાએ બૂમ મારી, ભજનમાં ભંગ કર્યો. 'એ હા, બાપા હા.' લાધા મોચીએ મીઠે અવાજે આવકાર આપ્યો, 'કોણ દાદો કે? ભલાં ભાગ્ય! ક્યાંથી અત્યારે આ દશે?' દાદાએ ઓસરી પર બેસતા જવાબ આપ્યો, 'કામ વિના કોઈ આવે છે, ભાઇ. :જરા જોડાને ટાંકો દેવરાવવા આવ્યો તો.'

'એ દઇ દઉં બાપા, લાવો જોડા. અબઘડી દઈ દઉં. એમાં શી ભલીશાત હતી?'

હળવે હાથે જોડા કાઢી લાધા સામે મૂકતા દાદા બોલ્યા, 'લે ભાઈ, જરા ઘસરકો ખમે એવું થીગડું મારજે, ઓલ્યા વખતે દીધું'તું ત્યાંથી જ ફાટયું છે આ વખતે.'

'ફકર નહિ દાદા, આ વખતે મજબૂત મારી દઉં" લાધાએ જોડા હાથમાં લીધો. ઘડીભર જોડા સામે જોઈ રહ્યો. આજકાલ કરતાં દસ દસ વર્ષથી ટાઢ, તડકો, વરસાદ ખમતા આ જોડા જોઇ ઘડીભર તો લાધાને પોતાની માતાને 'રંગ' કહેવાનું મન થઇ ગયું. આંખ, નાક અને મોંમાંથી ઝરતા રસ ઉપર બણબણતી મક્ષિકાઓથી શોભતા પણ પોતાની કૂખે પાકેલા કુલોત્પન્નને માતા જે રસથી નીરખી રહે તેવા જ રસથી લાધાએ દસ વર્ષ પહેલાં સર્જેલો આ અનેક થીગડાં વડે વરવો નહિ પણ ગરવો બનેલો જોડો જોયો.

'દાદા, દસ વરસ થીયાં,' મોચી મૃદુ કંઠે બોલ્યો.

'હજી બીજાં દસ કાઢશે, લાધા. ને જઈશ ત્યારે કે'તો જઈશ કે મારી પાછળ સજ્જામાં બામણને આપજે !' દાદા હસીને બોલ્યા.

'મોર્યનાં માણ્ાંની સાચવણ ભારે દાદા, પણ જવાનિયાને ઈની કદર નઈ. આપણે થાગડથીગડ કરી ઉપયોગમાં લઈએ, ઈમને તો ફાટ્યું તો નાખ ઉકરડે !'

'વહેલા પસતાશે દીકરા મારા. લે, હવે તું ઉતાવળ રાખ. મારે હજી વાળુ બાકી છે.'

'એ આ કરું'ને!' ચપટી વગાડી લાધે બૂમ મારી, 'અલી એ, જરા ફાનસ લાવજે બહાર.,

અંદરથી લાધાની વહુ બોલી, 'ફાનસે તો વાંચે છે અમથો.'

'કોડિયું લાવ.'

'પછી હું રસોડામાં આંખો ફોડું? હમણાં તમારા દીકરાની વહુને રોટલા ખાવા જોશે.'

પણ આંગણે ઘરાક ખોટી થાય ઈ?'

'કાલ દીએ આવવા કહો.'

લાધાએ બિચારે નિરુપાય બની સ્વરમાં લાચારીનો ભાવ લાવી કહ્યું: 'તું ય સમજે નહિ તો અમથાની બા. દાદા આવ્યા છે.'

દાદાએ ખોંખારો ખાઇ પોતાના અસ્તિત્વનું ભાન કરાવ્યું. 'એ હા લાધાની વહુ, જરા ટાંકો દેવરાવવા આવ્યો છું.'

લાધાની વહુ મોટા લાજનો ઘૂમટો કાઢી હાથમાં કોડિયું લઇ તરત જ બહાર આવી. અફસોસ કરતી બોલી, 'મને વાલામૂઇને શી ખબર કે દાદો આવ્યા હશે? તમારો ભણેશરી દીકરો 'સદેવંત સાવળંગા'ની વારતા વાંચે છે; ને વહુરાણી લાંબા ટાંટિયા કરી પડયાં પડયાં સાંભળે છે, હું કાંઇ કહું છું તો સામે જોઈ ખાખા-ખીખી કરે છે.'

લાધાએ જવાબ ન આપ્યો, પણ દીર્ઘ નિઃશ્વાસ નાખી પત્ની પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરી સોયના નાકામાં દોરો પરોવવા પ્રયત્ન કર્યો, પણ હાથ ધ્રૂજતો હતો અને આંખોનું તેજ ઓછું થતું હતું તેથી સફળ થયો નહિ.

'લાવો મારી કને' કહી લાધાની વહુ નીચે બેઠી.

મોચીએ એના હાથમાં સોય દોરો આપતાં કહ્યું, 'દાદા, આંખો ગઈ હવે. ભળાતું નથી.'

યજમાનોના પ્રતાપે કંસારમાં ભારોભાર ઘી આરોગી નેત્રનું તેજ સાચવી શકેલા દાદા અનુકંપા દર્શાવતા બોલ્યા, 'ભૂંડી થઈ લાધા. ઘડપણમાં આંખ ખોવી ઇ ઓછા દુ:ખની વાત નથી બીજું તો ઠીક પણ પછી આમ પંદર દહાડે મને થીગડાં કોણ મારી દેવાનો? તારી ખોટ તો મને પડવાની.'

વયમાં દાદા વડીલ હતા એટલે પ્રભુને ઘેર ન્યાય હોય તો ન્યાયની દૃષ્ટિએ એમની ખોટ લાધાને પડવી જોઈએ, પણ આ અવળગતિ વિશ્વમાં લાધાની ખોટ દાદાને પડે એવું થાય તેમાં આશ્ચર્યની વાત ન જ કહેવાય.

'ખોટ તો તમ જેવાને લાગે દાદા, બાકી બીજાને મન ઘરડું મૂઉં ને જૂતું ફાટયું બરોબર. મારા અમથાને તો એમ જ છે કે ક્યારે બાપો મરે ને અમે હુંતો હુંતી તાગડધિન્ના કરીએ.'

લાંબો હાથ કરી મોચણ બોલી, 'હા કરશે, હું બેઠી હઈશ તો.'

'તો કંઇ વાંધો નહિ આવે. મને તારી ખાત્રી છે. પણ શરીરનો કંઇ ભરોંસો છે?'

'એ ચિંતા ન કરજો. આ કાયાને કાંઇ થવાનું નથી.'

'તો વળી ધન ભાગ,' મોચીએ નિઃશ્વાસ મૂકતાં કહ્યું. બિચારાની શ્વાસ મૂકવાની રીત જ, જાણે ફેફસાંમાં વેદનાના કીડાએ કાણું પાડયું હોય અને એથી હવા નીકળી જતી હોય એવી હતી. પત્ની

પોતાની પાછળ જીવ ટકાવી શકશે, અને નવ મહિના ગર્ભ ધારણ કર્યાનો બદલો દીકરા પાસેથી મેળવી શકશે; જ્યારે પોતે જિંદગીભર મજૂરી કરી જાત ઘસી નાખી અને પરિણામે મોત મહારાજને વહેલું આમંત્રણ આપ્યું. જીવનની સંધ્યાએ આવેલો આ અંજામ લાધાને વસમો અન્યાયી અને નિરાશાજનક લાગ્યો. દુઃખપૂર્ણ સ્વરે, પોતાની જાતને જ આવા અંત માટે જવાબદાર ગણી ઠપકો આપતો હોય એમ લાધો બોલ્યો, 'જુવાની આખી મેં રાતે દીવા બાળી બાળી કામ કરવામાં ગાળી નાખી. મનમાં હતું કે કંઈ નહિ હસલા, આંખો જશે તો દીકરાની આંખે દેખશું. હોય, આશા કોઇની ફળી છે કે મારી ફળે, દાદા ?'

લાધાના હાથમાં સોય આપતાં મોચણ બોલી, 'દીકરાની આંખો આડે ગઇ છે, જુએ છે જ બૈરીની આંખે. એ જ મૂઓ આંધળો છે, ત્યાં તમારું મારું દળદર ક્યાં ફીટવાનું હતું ?'

લાધો કચવાયો, 'પેટના દીકરાને આંધળો ન કહીએ જરા...'

'ન કેમ કહીએ ?' મોચણ તાડૂકી; 'પેટનાને કે'વાય, કાંઇ બીજાને કે'વાય છે ? મારે કાધે કંઇ ઓછો આંધળો થઇ ગીયો ? મૂઆની આંખો છે જોઇ હોય તો મોટી કોડા જેવી.'

લાધો બોલ્યો, 'છે તો ઘણી ય સારી, પણ આ સિનેમાનું ભૂત વળગ્યું છે, ને અઠવાડિયામાં બે ત્રણ વાર જોવા માંડ્યું છે.'

મોચણે ગર્જના કરી, 'ઓલીનો ચઢાવ્યો જાય છે, પાછળથી ઘોંચપરોણો ઓછો નથી કરતી વાલામૂઈ, એને ક્યાં જોવાનો ઓછો ચડસ છે ?'

'હોય, જુવાન છે બચાડાં,' લાધો બોલ્યો; 'એ ઉમરે માણ્યું એટલું માણ્યું એ ક્યાં તું નથી જાણતી, અમથાની બા ?'

લમણે બે હાથ પછાડી અમથાની બા બોલી, 'અમથાની બાનાં તો ક્યારનાં ય ફૂટી ગીયાં છે. મારે કીયે ભવ સુખના દાંડા હતા

કે માણવાનું હતું ? પીયરમાં પામબાઈ ને સાસરે શામબાઈ. ક્યાંય ટાંટિયો વાળીને બેસવા દેતું નો'તું.'

'હશે, હરિઇચ્છા, હવે તો શાંતિ !' લાધો હળવે રાગે પત્નીને આશ્વાસન આપતો બોલ્યો.

બે પગ પર ઉભડક થઇ, ગોઠણ પર હાથ રાખી મોંઘણ બોલી, 'હા, છે શાન્તિ ! ઘરમાં જ્યારથી તમારા દીકરાની વહુએ પગ મૂક્યો છે તે દી'થી ઘરમાં એકેએક ચીજને પાંખો આવી છે. જોતા નથી, બધું તળિયાઝાટક થઈ ગીયું ?'

પતિપત્ની વચ્ચેનો વાર્તાલાપ લંબાયે જતો હતો અને દાદાનું કામ લગભગ અટકી ગયું હતું. નાના એવા કામમાં, સમયનો આવો દુરુપયોગ અન્યને અળખામણો થઇ પડત, પરંતુ સુખરામ દાદા બીજાના સંસારની આંટીઘૂંટીમાં આમ અનાયાસે દૃષ્ટિપાત કરવાનો અવસર મળતા પ્રસન્ન થયા, એમણે ખભેથી ખેખિયું લઇ કેડ અને પગ ફરતું વીંટી સુખેથી બેસવાની તૈયારી કરી.

લાધો મનમાં ખિન્ન થઇ બોલ્યો; 'વહુઆરુને વગોવીએ નહિ, અમથાની બા જેવી હોય એવી તો ય આપણા ઘરની લક્ષ્મી. એને પગલે આપણે પનોતાં.'

લાધાએ જબ્બર ભૂલ કરી હતી. અગ્નિમાં ઘી હોમવામાં જરા પણ ડહાપણ નથી એ સાદું સૂત્ર એ વીસરી ગયા હતો. પરિણામે જ્વાળા ભભૂકી ઊઠી.

તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી, મોં મચકોડી મોંઘણ બોલી ઊઠી, 'દીકરાની વહુનાં આમ ફાટે મોંએ વખાણ કરતાં શરમાઓ જરા, હવે તો ઉંમર થઇ.'

લાધો ઢીલો થઇ ગયો, 'પણ...તે...હું...'

એને બોલતો અટકાવી મોચણ બોલી, 'તમારી ટેવ હું જાણું તો.' આ એક જ વાકયમાં પત્નીએ પતિના સ્વભાવ વિશે પૂર્ણ જ્ઞાન હોવાની ખાત્રી આપી દીધી; અને એ જ્ઞાન અપૂર્ણ છે એમ કહેવાની પતિ પોતે જ હિંમત નથી કરી શકતો, ત્યાં ત્રીજા માણસે કરવામાં સાર નહિ. લાધો મોચી પોતે ખરેખર અમર્યાદિત રસિકત્વની ટેવનો ભોગ થઈ પડયો હોય તેમ શરમિંદો બની, જોડામાં જોર કરી આર ઘોંચવા લાગ્યો; બહુબોલકણી બૈરીનો ઉપલો અને નીચલો હોઠ સીવી લેતો ન હોય!

સુખરામ દાદાએ આંખ ઝીણી કરી કહ્યું, 'હેં એલી, વહુ નથી ઠીક?'

'ડોબું છે ડોબું, દાદા. દીકરાને ઝોડ વળગાડયું છે. નથી બે આણામાં બેસતાં આવડતું, નથી રાંધતાં શીખી, ન મળે લાજ કે શરમ! ચોવીસે કલાક મોંએ તોબરો; ને કેડમાંથી ભાંગેલી! કહીએ તો મારી માની કાણ માંડવા બેસે.'

આ ગુણદર્શન લાંબું ચાલશે એ જોઇ દાદાએ દીર્ઘ નિ:શ્વાસ નાખી કહ્યું, 'અરે રામ! આતો દુ:ખની વાત.'

'દુ:ખની તે કેવા?' કહી લાધાની વહુએ ડાબે હાથે ઘૂમટો તાણી, જમણો હાથ અંદર લઇ, નાક અને આંખનાં આંસુ લૂછ્યાં. આંસુ હશે એ અભિનય પરથી કહી શકીએ, કેમકે લાજના ઘૂમટા તળે ડોકિયું કરી ખાત્રી કરવા જેટલા અસભ્ય થવાય તેમ નથી.

જોડા કડક હતા, એટલે લાધો બોલ્યો કે દાદા જોડો ભારે કડક થઈ ગયો છે.'

'દાદાને મોડું થઇ ગયું હતું એટલે એમણે કહ્યું, 'તે તું એટલું કામ કરને. ભલે રહ્યો આજની રાત અહીં, તેલનું પોતું જરા ફેરવી નાંખજે, કાલે સવારે લઇ જઇશ.'

'ભલે દાદા.'

'લે આ પૈસો.' ખેસિયાને છેડે બાંધેલી ગાંઠ છોડતાં દાદા બોલ્યા. જો કે આ એક રૂઢિ હતી. દાદા પૈસો આપવા પ્રયત્ન કરે, મોચી ના પાડે, અને બન્ને ગૃહસ્થો આમ પોતપોતાના દિલની ઉદારતા બતાવ્યાનો આનંદ મેળવી આત્મસંતોષ અનુભવે.

'ના દાદા, તમારો પૈસો ન હોય.'

'લેને હવે, મારા ભાઈ.'

'ના દાદા, બ્રાહ્મણને દેવું બાજૂએ રીયું, લેવાની ક્યાં વાત કરો છો ?'

'ઠીક ત્યારે, લે આવજે,' પગથિયાં ઊતરતાં બ્રહ્મદેવ બોલ્યા.

'એ આવજો, દાદા.'

થોડીવારે શેરીના અંધકારમાં દાદા અદષ્ય થયા અને મોચીએ તેલનું પોતું ફેરવી જોડા કૂંણા કરવાને બદલે, પાણીના ઠીબડામાં ઝબકોળી બાજૂએ મૂકયા; બગાસું ખાઈ, 'હે રામ' કહેતાં હાથ ઊંચા કરી આળસ ખાતાં શરીર મરડયું.

એવામાં એક અપૂર્વ આશ્ચર્ય થયું: મોચણે કંઠમાં બને એટલી નમ્રતા અને નયનોમાં અતિશય આજીજી પ્રકટ કરતાં કહ્યું, 'સાંભળ્યું કે ? જરા વાત કરવી છે.'

મોચી દીવાને અજવાળે ઓપતું પત્નીનું વદન ઘડીભર નિહાળી રહ્યો, હૃદયમાં થયું કે આમ હળવે અવાજે હંમેશાં હાકલ દેતી હોય તો હંસલો બિચારો સુખે ટહુકા કરે ને ? પત્નીને પ્રત્યુત્તર આપવાને બદલે એનાથી ઝીણે રાગે ગવાઇ ગયું !

મોચણે છણકો કર્યો, 'કીધું સાંભળો, ત્યાં રાગોટા પાડવા બેઠા.'

લાધો ચૂપ થઇ ગયો, બોલ્યો, 'હેં, શું કીધું ?'

'પેલો મૂઓ કાલેખાં બે ટિકટ દઈ ગીયો છે, અમથાને.'

મોચી જરા લહેરમાં આવી બોલ્યો, 'ઠીક વાત છે, ચાલ ચાલવા માંડીએ.'

મોચણ ભમ્મર સંકોચી, ન સમજાયાથી બોલી: 'કયાં જવાની વાત છે એ સમજ્યા? કે પછી મારી જાણે બલા?'

લાધાએ આંખો મીંચી, હસીને કહ્યું. 'અમરાપુરી જવાની વાત ને? એ વિના આપણે બીજી ટિકટ હોય હવે?'

'કરમે યે ભલા મળ્યા છો' એમ સૂચવતો કપાળે હાત પછાડી મોચણ ક્રોધમાં બોલી. તમારે બધી વાતમાં મને આગળ કરવી છે. પણ હું યે ખરી તો તમને...'

પણ એ આગળ બોલી ન શકી. લાધે હસતાં હસતાં વાકય પૂરું કર્યું, 'આગળ કહું ?'

મોચણની નિર્જળ રહેલી આંખ સજળ બની ગઇ આંખમાં આંગળી ફેરવતાં એ બોલી, 'મને શીદને ખીજવો છો ? મારી મૂઈની જીભ જ કુહાડે વાઢવા જેવી છે, આડું અવળું બોલાઇ જાય છે.'

'હશે, દિલમાં કંઇ ન રાખીએ. જીભ તો વળે, એમાં ઓછું હાડકું છે?'

'આ જરા હું એમ કે'તી'તી–'

'હાં!'

'કે તમે હા પાડો તો અમથા જોડે હું જાઉં સનેમા જોવા.'

લાધો ગંભીર થઈ ગયો. પત્નીની આ ઇચ્છા પૂરી પાડવા જેવી હતી કે નહિ? અને એ ઇચ્છા પૂરી પાડવામાં આવે તો

પરિણામે લાભ હતો કે હાનિ? એના જૂના થયેલા દેહદેવળમાં વસી રહેલો હંસ સારા સારાસારનો ન્યાય કરવા બેસી ગયો; અને અંતે સંમતિ કે નિષેધની અસારતા સમજી શોકમોહમાં ડૂબી ગયો.

બીજો માર્ગ જડી આવ્યો. ઇચ્છાના અપ્રતિહત વેગ વચ્ચે એણે શંકાનું શિખર ઊભું કર્યું. 'પણ અમથો એની વહુને નથી લઈ જવાનો?'

'એ ટિકિટ લાવ્યો છે જ એને માટે, પણ હું ખરી કે એને ન જવા દઉં. આજ કાળમોંનીને ઘરમાં પૂરીને જાઉં.'

લાધાનું મન કચવાયું: 'આટલી ઉંમરે આપણે જઇએ એ ન શોભે, અમથાની બા. છોકરાં જેવા આપણાથી થવાય છે? છો જાતાં.'

મોચણે ઘૂરકાટ કર્યો, 'જાય જ તો. ચામડી ઊતરડી લઉં. આજ તો અમથા જોડે હું જાઉં ને એને ઘરમાં રાખું.'

છેલ્લા નિશ્ચય સાથે મોચણ ઊભી થઇ અને દીવો લઈ લાધાને અંધકારમાં મૂકી અંદર ચાલી ગઈ.

'રામરામ'ની માળા જપતો મોચી ઘરના અંદરના ભાગમાં ચડભડ સાંભળતો બેસી રહ્યો. થોડી વારે અમથો બહાર આવ્યો.

'બાપા, તમે કંઈ કો'ને?' માની હઠ છોડાવવામાં નિષ્ફળ થયેલા પુત્રે પિતાનું શરણ શોધ્યું.

પિતા ફિક્કું હસ્યો. 'તારું ન માન્યું એ મારું માનશે?' લાધાએ હળવેથી કહ્યું.

'પણ આતે કેવી હઠ, બાપા? કંઇ વચારે કરતી નથી. લોક દેખે તો કેવું ખરાબ કેંવાય?'

લાધાને કંઈક વિચાર આવ્યો. જેની જીભ આગળ પોતાને નાચવું પડે છે એને જો જગબત્રીસીએ ચડવું પડે અને બરાબરનો

થનગનાટ કરવો પડે તો રંગ રહી જાય. અમથાની વહુ દિવાળીયે અમથાને હાથતાળી દઈ કહી શકે, 'દેખો પુતર ગાંગા, નાચે છે ડોશી ને ધ્રૂજે છે ટાંગા.'

લાધાએ મિજાજ કર્યો, 'શાનું ખરાબ કે'વાય? બૈરીને લઇને રોજ જતાં શરમાતો નથી, ને માને લઇ જતાં શરમ આવે? તમારે જીવ છે ને એને નથી?' આટલું ઉતાવળે સાદે બોલી, બાકીનું ધીમેથી બોલ્યો, 'લઈ જાને એક વાર, લપ ટળે. લીધી વાત મેલવાની નથી તારી મા.'

નિરાશ થઇને અમથો અંદર ચાલ્યો ગયો. બહાર લાધા મોચીએ તમરાંરૂપી તંબૂરાના તાર સાથે રામનામનું રટણ ચાલુ રાખ્યું. આ ભવસાગર તરવા રામનામનું નાવડું ન હોત તો જરૂર જીભલડીએ મોક્ષનો માર્ગ બંધ કર્યો હોત, એમ લાધાની માન્યતા હતી,

અંદર અમથાની મા વહુને આજ્ઞા આપતી હતીઃ 'તારા સસરાને જમાડી લેજે, ને પછી બધું ઢાંકીને મેલજે. જોજે ઉઘાડું ન રહી જાય. તારી મા બિલાડી આવી ચાટી જશે.'

એવો જ તિરસ્કારપૂર્ણ પ્રત્યુત્તર દિવાળીએ વાળ્યો, 'મા તમારી બિલાડી.'

'મારી માને ગાળ બોલી? જીભ જ ખેંચી કાઢીશ,' મોચણે ગર્જના કરી. પછી અમથાને સંબોધતાં કહ્યું, 'જોઇ શું રીયો છે મારા રોયા? મેલને એક જૂતું ડાચામાં!'

અમથો અકળાઈને બોલતો સંભળાયો, તારે આવવું હોય તો આવ મા. મારે મોડું થાય છે.'

'એ આ આવી' મોચણ કંઇક લાડમાં કંઈક જવાની ઉત્કંઠામાં બોલતી સંભળાણી.

બહાર લાધાએ 'હે રામ !' કહી મસ્તક ધુણાવ્યું. મહાદેવજી મસ્તક હલાવી જેમ જટા ખંખેરી નાખે, તેમ લાધો 'રામરામ'ના સાગરમાં શોક, મોહ, ક્રોધ ફુખાડી દેતો.

મોચણ બહાર આવી. કપડાંનો ઠઠેરો કર્યો હતો, અને પગમાં નવી ફેશનનાં ચંપલ હતાં !

'ઘર સંભાળજો. વહુને કે'જો ખાવા આલશે.'

'હા ભલે, સાચવીને જજો,' લાધાએ જવાબ આપ્યો. અને, અમથાને પાછળ પગ ઢસડતો આવતો રાખી મોચણ આગળ થઈ.

પાડોશનાં ફૂલીકાકીએ એમનાં ઘરમાંથી બૂમ મારી, 'એલી દિવાળી વહુ છે કે ?'

વહુએ બહાર આવીને કહ્યું, 'એ હા કાકી, શું છે ?'

'જરા મેળવણ દેજે. ચંપુડીને મોકલું છું. તારી સાસુ નથી ?'

'એ તો ગીયાં.'

'ક્યાં ?'

'સનેમા જોવા.'

'હેં ? શું જોવા અલી ? સનેમા ?!' પ્રશ્નોની ઝડી વરસી.

'એમના દીકરા જોડે.'

'ને તું ?'

'હું રહી ઘેર. શું કરું ?'

'અરર ! માડી ! આ ઉંમરેય સારાખોટાનો વિચાર નથી સૂઝતો, આવવા દે એને.'

ચંપુડી મેળવણ લેવા આવી. એને લઇ દિવાળી ઘરમાં ગઈ. 'તમે સનેમા જોવા ન ગયાં, ભાભી ?' ચંપુડી પૂછતી હતી.

'ક્યાંથી જાઉં? અમારે સાસુજી નાની વહુ થઈને ગયાં પછી?' દિવાળીએ જવાબ આપ્યો.

બહાર લાધાના કાનમ 'નાની વહુ' ઉચ્ચારે સાનંદાશ્ચર્ય સંગીત રેલાવ્યું. આંખ આગળથી પડળ ખસતાં સત્ય સ્વરૂપનું દર્શન થાય, અને જેવા આનંદનો અનુભવ થાય તેવા આનંદનો અનુભવ લાધા મોચીને થયો. વહુએ સાસુને માટે વાપરેલા 'નાની વહુ' એ વચનોની યથાર્થતા એને ભારે રમૂજ આપી રહી.

ચંપુડી મેળવણ લઇ ચાલી ગઈ. ઘરમાં શાન્તિ છવાઈ. લાધાએ ઊભા થઈ અંદર ઓરડામાં નજર નાંખી તો વહુ એક કોથળામાં ટૂટિયું વાળી પડી હતી. લાધાનું હૃદય પુણ્યપ્રકોપથી સળગી ઊઠ્યું. આવી જુવાન દીકરાની વહુ બિચારી ઘેર પડી રહે ને ઘરડી ખખ સાસુ સિનેમા જોવા જાય એ વિચારે એને ઝાળ ઊઠી.

'વહુ બેટા!'

વહુ ઝબકીને બેઠી થઈ ગઈ.

'ચાલો, તૈયાર થાવ.'

'ખાવા કાઢું બાપા?'

'ખાવું નથી, દીકરી! તમે ઊઠો કપડાં પે'રો.'

'શીદ જાવું છે?'

'સનેમા જોવા.'

વહુ વિસ્મયમાં ડૂબી ગઈ—'પણ...'

'પણ ને બણ પછી કરજો, વહુ; નહિ તો થાશું મોડાં. ચાલો જલદી. આજ તમારાં સાસુનેય બતાવીએ કે એ કંઇ એકલાં રાજ-પાટ લખાવીને નથી આવ્યાં.'

દિવાળી વહુએ હરખમાં ને હરખમાં કપડાં પહેર્યાં. જુવાન હૈયું સિનેમાની મનોહર સૃષ્ટિની ડાળે બેસી હીંચકવા ઉત્સુક બન્યું.

સાથે સાથે સાસુના કપાળમાં ઈર્ષા અને ક્રોધનો ઊનો તાવેથો ચાંપવા મળશે એ વિચારે છાતી ફૂલી. ઘરને તાળું મારી દિવાળી સસરાની પાછળ સિનેમા જોવા ઊપડી.

લાધાને માટે આ અનુભવ પ્રથમ જ હતો. એણે કેટલી યે વાર પાછળ ફરી પુત્રવધૂની સલામતીની ખાતરી કરી. એને સંભાળીને આવવાનું કહેતાં સ્ત્રીસંરક્ષણમાં આવતો પુરુષોચિત આનંદ અનુભવ્યો.

એક વાર તો સામેથી ખિખિયાટા કરતા બેચાર જુવાનને આવતા જોઇ. લાધાએ પુત્રવધૂની પડખે ચાલવા માંડ્યું લાધાના દેહના પિંજરમાં પુરાઇ નિષ્પ્રાણ થયેલા હંસની પાંખો મંજુલ ફફડાટ કરવા લાગી—ચેતનતત્ત્વનો જાણે શરીરમાં સંચાર થવા લાગ્યો.

પતરાં ઊભાં કરી બાંધેલું સિનેમાઘર આવી પહોંચ્યું. ફિલ્મ શરૂ થઇ ગઇ હતી. લાધો બે ટિકિટો કઢાવી, દિવાળીને લઈ અંદર પેઠો અને જગા શોધી બન્ને બેઠાં. દિવાળી તો થોડી જ વારમાં સામે બાંધેલા પડદા પર આવતાં હસતાં, રોતાં, મરતાં, મારતાં મનુષ્યોની અનેરી સૃષ્ટિમાં પોતાનું અસ્તિત્વ ભૂલી લીન થઇ ગઇ. લાધાએ ઝીણી નજરે પોતાનાથી ઊતરતા વર્ગમાં બેસી સિનેમા જોતાં પત્ની અને પુત્રને શોધી લીધાં.

થોડી વાર પછી 'ઇન્ટરવલ' પડ્યો, ને અજવાળું થયું. લાધાએ વહુના ગભરું વદન સામે જોયું, અને એ પર છવાયેલો આનંદ જોઇ એને હર્ષ થયો. પુત્રવધૂને આટલા ભાવથી એણે પહેલાં કોઈ વાર જોઈ ન હતી. એને આનંદથી ખુશખુશાલ જોવામાં પોતાને આટલી આત્મ-તૃપ્તિ થાય છે એ બહુ વિસ્મયપૂર્વક અનુભવવા લાગ્યો. વહુએ પણ લજ્જા અને આભારથી નીચાં ઢળતાં નેત્રો વડે વડીલ પ્રત્યે ઉપકાર વ્યક્ત કર્યો.

લાધાએ પત્નીને ચા પીતી જોઇ, પુત્રવધૂને પૂછ્યું, ' ચા પીવી છે?' વહુએ શરમાઇને ના પાડવા માથું ધુણાવ્યું.

'હવે પીવોને ભેગાભેગી. થાય તે ખરી,' કહી લાધાએ ચા મંગાવી. ચાવાળાએ બે માટીનાં શકોરાંમાં ચા લાવી આપી. સસરો વહુ ઊની ચા સિત્કાર કરતાં પીવા લાગ્યાં.

ત્યાં અમથાની નજર પડી. એ તો આભો બની થંભી જ ગયો! તરત એની માએ પાછળ દૃષ્ટિ દોડાવી, અને આ બન્નેને જોતાં જ બેઠી હતી ત્યાં ઊભી થઇ ગઈ! ત્યાંથી જ બૂમ મારી, 'તમે છો કે?' દિવાળી ઊભી થવા જતી હતી, પણ લાધાએ એને હાથ પકડી બેસાડી દીધી. કશો જ જવાબ ન આપ્યો. જાણે ઓળખાણજ નથી.

મોચણ જવાબ ન મળતાં ક્રોધથી નીચે બેસી ગઇ. અમથો બહાર ગયો અને થોડી વારે બાપની પાસે આવ્યો. આનંદથી એનું હૃદય કૂદતું હતું.

'બાપા! ક્યારે આવ્યા?' એણે શ્વાસભેર પૂછ્યું.

'અમે આવ્યાં ને સનેમા શરૂ થયો.'

'પણ આને શિદ લાવ્યા તમારી સાથે? મા ખિજાઇ ગઇ છે.'

'છો ખિજાતી—બે રોટલા વધારે ખાશે. એને આ ઉંમરે વિચાર ન આવ્યો કે નાની બાળવહુને મેલીને સનેમા જોવા ન જવાય?' અને લાધો દિવાળી સાંભળે તેમ ધીમેથી બોલ્યો, 'નાની વહુ.'

દિવાળી મંદ મંદ હસી રહી. અમથો પિતાને પ્રશંસાત્મક આંખે જોઈ રહ્યો, આવા રૂપમાં આજે એણે પહેલી જ વાર પિતાને જોયા હતા.

'હું અહીં બેસું, બાપા!' અમથાને ત્યાંથી ખસવું ગમતું ન હતું.

'ના બેટા, જા તારી મા પાસે સાચવીને ઘરભેગી કરજે.'

'જતી વખતે તમે બા'ર ઊભા નહિ રહો? સાથે જશું.'

'ઊંહું! મારે ગામ નથી ગજવવું. અમે ગાડી કરીને આવ્યાં'તાં ને ગાડીમાં ઘેર જતા રહીશું.'

'ગાડીમાં?' અમથો આંખો મચકાવતો બોલ્યો.

'ચાલીને કોણ આવે? સાથે વહુ બચારી નાની બાળ!'

'નાની બાળ' વહુએ ફરીથી શરમાઈને નીચું જોયું. ત્યાં ઘંટડી વાગી ને અમથાને ચાલ્યા જવું પડ્યું.

વહુ ખિલખિલાટ હસી પડી. લાધો મનમાં મલકાઈ ઊઠ્યો. રૂપેરી પડદા પર ખખડતી લાકડાની તલવારોથી મચેલી રમઝટ વહુ આંખો ફાડી જોવા લાગી ગઈ.

સિનેમા પૂરો થયો કે તરત લાધો દિવાળીને ઉતાવળે હાથ પકડી, બહાર લઈ ગયો. સામે જ એણે ગાડી કરી. બન્ને મોચીવાડાને નાકે ઊતરી ગયાં અને ઝટઝટ ઘેર પહોંચી ગયાં. દિવાળીએ તાળામાં કૂંચી ફેરવી, ત્યાં પાડોશમાંથી ફૂલીકાકીએ વળી ટહુકો કર્યો:

'દિવાળી વહુ, ક્યાં ગઈ'તી?'

લાધાએ જવાબ આપ્યો, 'કોણ, ફૂલીબોન કે? જાગો છો હજી?'

'હા, ક્યાં જઈ આવ્યા, લાધાભાઈ?'

'સનેમા જોવા. વહુને લઈને જવું પડ્યું. એની સાસુ ગયાં ને એને મૂકી ગયાં! બચારી નાની બાળ. રોતી'તી તે થયું, લાવ જીવ મેલી આવું. હું તો ફિલમ ચાલી ત્યાં લગી બહાર ઝોકાં ખાતો બેસી રીયો. આપણને શું એમાં સમજ પડે, બોન?'

સાસરાનું આ જૂઠાણું પુત્રવધૂને અમૃતના ઘૂંટડા ગળાવતું હતું. ફૂલીકાકી બોલ્યાં, 'ઠીક કર્યું, ભાઈ! એને બાપડીને આ પહેલું પરણેતર, તે હરખ ન હોય? છો લઈ ગીયા.'

આ વાતચીત દરમિયાન જ ઉતાવળે પગે અમથો અને એની બા આવી પહોંચ્યાં. મોચણનો શ્વાસ માતો ન હતો, અને જીભલડીના કુરુક્ષેત્રમાં વચનરૂપી વીર જોદ્ધાઓ શબ્દબાણની વર્ષા કરવા તત્પર હતા, પરંતુ ભલું થજો ફૂલીકાકીનું કે એમનાં સાંભળતાં કુવચન કાઢવાની હિંમત ગુમાવી, મોચણ નીચું મોં ઘાલી, ઓરડામાં પેસી ગઈ. ફૂલીકાકી આગળ—અને એમના આગળ એટલે આખા ગામ આગળ—પોતાના ગુનાની જાહેરાત કરવા બદલ લાધા પર ખૂબ રોષ ચડ્યો.

કાલે સવારે આખો મહોલ્લો ચૂંટી ખાશે એ લોકનિંદાના પરમ શસ્ત્રની યાદ આવતાં મોચણ હતોત્સાહ બની, પાથરેલા કોથળા પર સૂઈ ગઈ.

વનએ ગોદડાં નાખ્યાં અને એક પછી એક સૌ જાગ્રત મૌનમાંથી નિદ્રાના મૌનમાં ઢળી પડ્યાં.

* * *

સવાર હતી. પ્રાતઃકાળના સૂર્યે લાધા મોચીની પરસાળમાં કુમળા તડકાની ચાદર બિછાવી હતી. લાધો સૂર્યને નમસ્કાર કરી, સુખરામ દાદાના જોડા લઈ થીગડું મારવા બેસી ગયો હતો.

ચાનો વાટકો લઈ મોચણ બહાર આવી. પતિ પાસે ચા મૂકી પોતે પણ બેઠી. લાધાને માટે આ અનુભવ નવો હતો ઊંચે જોયું તો પત્નીની આંખો લાલઘૂમ હતી, મોં પડેલું હતું. લાધાની સાથે નજર એક થઈ કે મોચણે આંખમાં બાળી નાખે તેવો તિરસ્કાર અને હળવી વાણીમાં ફૂંક મારી તરણું ઉડાડી દેવાની શક્તિ પ્રકટ કરતાં કહ્યું,' 'દીકરાની વહુ જોડે સનેમા જોવા જતાં શરમ ન આવી ? ઉંમરનોય વિચાર ન આવ્યો ?'

લાધાની આંખો રમૂજથી ચમકી ઊઠી. પત્ની તરફ સ્થિર દૃષ્ટિપાત કરી એણે ગંભીર વાણી ઉચ્ચારીઃ 'તને 'નાની વહુ' થઈને જતાં શરમ ન આવી, આ ઉંમરે ?'

મોચણ તમાચો લાગ્યો હોય એમ ફિક્કી પડી ગઈ. આવી હતી તેવી જ માનભેર, સડસડાટ એ અંદર ઓરડામાં ચાલી ગઇ.

થોડી વારે અમથો બહાર આવ્યો. એનું મોં પ્રસન્ન હતું બાપની પાસે બેસી, એમના હાથમાંથી જોડા લઇ બોલ્યો, 'લાવો બાપા ! હું થીગડું દઈ દઉં.'

બાપે હસીને દીકરાના હાથમાં જોડા મૂકયા. બઉ દાડે ઘરડા બાપની દયા ખાધી, અમથા.'

અમથો ગુલાબના ગોટા જેમ ખીલી ઊઠયો. રંગ રાખ્યો હો, બાપા.'

રંગ જુવાનીને શોભે ત્યારે, ઘડપણને યે રંગ દેવાય ત્યારે ઉષાની ફૂટતી રંગટશરની માર્દવતાને અને સંધ્યાના ગાઢ ઘેરા રંગમાં તરતા ગાંભીર્યને અંજલિ આપવામાં રહેલો ભેદ સમજાય. લાધો મલકાયો. એક કાંકરે બે પંખીને ચોટ લાગી હતી. પૃથ્વી સમી માતાનું હેત તરછોડી દિવાળી વહુના ચાંદલિયા જેવા ગોળમટોળ ઉપગ્રહમાં જઇ વસેલા આ અમથાપુત્ર પિતા પર ખુશ થઈ ગયા હતા, અને પત્નીની બહાર પ્રસરેલી મીઠી સુવાસમાં ચામડાની દુર્ગંધ ફેલાવાની વાર નહોતી.

અમથો થીગડું મારતો મારતો બોલ્યો, 'બચારી જોયા વિનાની રહી જાત, બાપા. કાલ છેલ્લો દા'ડો હતો, આજ ફીલમ બદલાઈ ગઇ. મહામહેનતે ટિકટ મેળવી ત્યાં મા આડી થઇ. એના આગળ મારું કંઇ ચાલે છે, બાપા ? વાતવાતમાં તરછોડીને તરણું નાખે છે, 'રોયા પીટયા' વિના વાત નહિ.'

'શું કરું બેટા ? બચારી રોતી'તી ! મારો જીવ ન રહ્યો.'

'મને બધી વાત કરી, બાપા,' પૂર્ણ સંતોષથી પુત્ર બોલ્યો.

ત્યાં દૂરથી ઉઘાડપગા સુખારામ દાદાએ લલકારતે અવાજે લાધાનું સ્મરણ કર્યું.–'એ લાધો છે કે ?'

'એ આવો બાપા, આવો.'

'કેમ ભાઇ, જોડા તૈયાર?' પરસાળ ચડતા દાદા બોલ્યા.

અમથાએ જોડા દાદાની નજીકમાં નાખ્યા. દાદાએ હાથમાં લઇ, બેચાર વાર ઉપરતળિયે તપાસી જોયા. 'થીગડું બરબર માર્યું છે ને ?'

'હા, દાદા, હા. અમથે માર્યું છે. જુવાનિયાને હાથે. જાય તો કે'જો. અમથોયે મારો કારીગર છે હોં, દાદા,' લાધાએ પુત્રે મારેલાં થીગડાંનાં વખાણ કરતાં કહ્યું. પછી ઘડીભર અટકી, ઊંડા વિચારની ઊંઘમાંથી જાગીને કહેતો હોય તેમ બોલ્યો, 'મારે આટલું જ કે'વું છે દાદા, કે ભાઈ, અમને આમ જૂના જોડાની જેમ ખૂણે નો નાખી મેલો, જરા થીગડાં મારો, પાણીમાં ઝબકોળી કૂંણા બનાવો. ને કામમાં લ્યો તો અમે યે કંઇક કામમાં આવશું. થીગડું મારવામાં કારીગરી હશે તો તમારું કામ થશે, ને અમારો મનખાદેહ સધરશે.'

આ અનુભવવાણી અડધીપડધી સમજી, સુખારામ દાદાએ સંમતિપૂર્વક માથું ધુણાવ્યું. અમથાએ ચામડાના ટુકડા વીણવા માંડ્યા. અને તત્ત્વજ્ઞાની લાધો મોચી એની પોતાની જ વાણીએ પ્રકટાવેલા જ્ઞાનસાગરની ગંભીરતામાં લીન થઈ, અન્તે પિંડને પરસાળમાં જ રાખી આત્માને વિલીન કરી દઈ શક્યો. એ નિજાનંદમાં મગ્ન ત્રિમૂર્તિનાં પ્રજ્ઞાચક્ષુ પોતાના ઉપર પડી, વિશ્વની યોજનામાં પોતાના અસ્તિત્વનું સ્થાન છે એવું સ્વીકારી રહ્યાં છે, તે ભાનથી સુખરામ દાદાના જૂના જોડા પરસાળ પરના છાપરાના બાંકોરામાંથી પડતા સૂર્યબિંબને સગર્વ ઝીલી, પ્રસન્ન સ્મિતછટા કરી રહ્યા હતા !

*

વાર્તા સાતમી :

# રાજમાતાનું રુદન

'ગંગા'

'માડી, મારી મા. શું બોલ્યાં અન્નની દાતાર,' કરતી વૃદ્ધ ગંગા ખવાસણ પૂજાની ઓરડીમાંથી, રાજમાતાનો પડતો બોલ ઉપાડવા બહાર દોડી આવી.

'શી ધમાલ છે આ બધી? જો જોઉં.'

રાજગઢીમાં ક્યારનોયે કોલાહલ થતો હતો. ઘોડાના દાબડાના અવાજ આવતા હતા. લોકોની કિકિયારી સંભળાતી હતી. ફડાફડ વીંઝાતી લાઠીઓના ફડાકા સંભળાતા હતા,

'આ તો મૂવા ગાંધીવાળા,' ગંગા બોલી.

રાજમાતા કચવાઈને બોલ્યા, 'ઇ ગાંધીવાળા વળી કોણ? લાવ જોઉં તો, કહેતાં ઝરૂખામાં આવી ઊભાં. નીચે દૃષ્ટિપાત કર્યો, તો લોકોનાં એક મોટા ટોળા ઉપર ઘોડેસ્વાર પોલીસની ટૂકડી તૂટી પડી હતી, લાઠીઓના ફડાફડ અવાજ થતા હતા, અને લોકો માર ખાતા આમતેમ આડાઅવળા નાસભાગ કરતા હતા. કોઈનાં માથાં ફૂટતાં હતાં, તો કોઇનાં વાંસા બેવડ વળી જતાં હતાં. સહુની વચમાં પોલીસ નાયક તખુભા, શરીરમાં શક્તિમાતાએ સંચાર કર્યો હોય એવા ભુવાની માફક ગાંડો બની, જે આવ્યું તેના પર લાકડી ચલાવતો હતો. એની લાઠી ઘડ કરતી એક બ્રાહ્મણ લાગતા વયોવૃદ્ધના ઉઘાડા, શ્વેત શિરકેશથી શોભતા મસ્તક પર પડી, અને પેલો વૃદ્ધ

'શિવોઽહં' એવો ચિત્કાર કરી ધરણી પર ઢળી પડ્યો. શિવની જટામાંથી ગંગાનાં જળની ફૂવારી ઊડે, તેમ એના માથામાંથી રુધિરની છોળ ઊડી. રાજમાતાએ 'અરરર માડી' કહી આંખઆડા હાથ ધર્યો.

ગંગા નજીક દોડી આવી, 'માડી, મારી મા ! અંદર હાલો.'

'પણ ગંગા, આ બધું છે શું ?'

'મારો નાથ જાણે. હાલો અંદર,' કહી ગંગાએ રાજમાતાને હાથ પકડી હેઠાં બેસાર્યાં.

'આપણે આંગણે બ્રાહ્મણનું લોહી છંટાય છે. ગંગા બોલાવ તખુભાને ઉપર.'

ગંગાએ ઝરૂખામાં જઇ, તખુભાનું ધ્યાન ખેંચી ઉપર આવવા સૂચના કરી. તખુભા ઘોડેથી હેઠા ઊતર્યા. એમને ઊતરતા જોઈ સૌના હાથ થંભી ગયા. માર ખાતા સત્યાગ્રહી ટોળામાં પણ શાન્તિ પ્રસરી. શું થયું એની કલ્પના કરતા, સૌ કોઇ વિસ્મયમાં ગરકાવ થઈ, ઝરૂખા તરફ મીટ માંડી ઊભા. મારવા માટે ઉશ્કેરાયેલા સિપાઇઓમાં અને માર ઝીલતા અવિચળ ખડકની જેમ ઊભા રહેલા આ અડગ અને આગ્રહી મનુષ્યોમાં ચુપકીદી પ્રસરી. કેટલાક માણસો ભોંયે પડેલા ઘાયલ માણસોની સારવારમાં ગૂંથાયા.

તખુભા ઉપર આવ્યા. આવ્યા હસતા, મલકાતા; પણ રાજમાતાનું પૂર્ણચંદ્ર પર રાહુની કાળી છાયા ઢળી હોય એવું ગમગીન વદન જોઇ, ઢીલા પડ્યા, ધીરેથી બોલ્યા, 'મને બોલાવ્યો, બા સાહેબ ?'

રાજમાતાના પ્રશ્નાતુર નેત્રો એમના તરફ વળ્યાં, 'હા, આવ્ય તખુભા. આ શું માંડ્યું છે બેટા ?'

'વાતમાં કંઇ માલ નથી, બાસાહેબ. હમણાં ભરરર ભટ ભાગી જશે.'

'પણ ભગાડવાનું કંઈ કારણ? ને તેય આમ બોલી રેડીને?'

તખુભાનું રૂપાળું મોં ક્રોધથી વિકૃત બન્યું. એ બોલ્યા, 'ઈ જ દાવના છે બધા. આજ અઠવાડિયાથી સુખે જંપવા દેતા નથી. એવો કાળ ચડે છે, કે...'

'કાળ ચડે કાયરને, તખુભા.' રાજમાતાનો સ્વર ગંભીર બન્યો, 'વસ્તી ઉપર આવો કાળો કેર કરવો રહેવા દો. આંગણે લોકનું લોહી છાંટી અવતાર લજવો મા.'

તખુભાના વદન પર કાલિમા ઢળી ગઇ, 'શું કરું, બાસાહેબ? બાપુનો હુકમ'

'તારા બાપુનેય શું કહું? વિનાશકાળે વિપરીત બુદ્ધિ નહિતર આમ વસ્તીના નિસાસા લેવાની મત નો સૂઝત, તખુભા.' માતાના ગળામાંથી એક ઊંડો નિઃશ્વાસ સરી પડચો. 'પ્રભુની જેવી મરજી ધાર્યું ધણીનું થશે. કર્યાં એવાં સૌને ભોગવવાનાં છે.'

ત્યાં એક પચીસેક વર્ષની તરવરાટથીભરેલી યુવતી ઉતાવળે પગલે અંદર આવી. એનાં મોટાં મૃગનયનોમાં વિદ્યુત ઝબૂકતી હતી. રાતા ગુલાબની પાંખડી જેવા હોઠ ધ્રૂજતા હતા. પ્રફુલ્લ અંબુજ સમા ગૌરવપૂર્ણ વદન પર રોષ ભભૂકતો હતો.

કમ્પતે સ્વરે એણે તખુભાને બોલાવ્યા, 'બાપુ.'

મોં પર હાસ્ય લાવવાનો પ્રયત્ન કરતા તખુભાએ સામું જોયું, પણ પુત્રીનું રોષરાતું મોં જોઇ એમનું હસવું ક્યાંયે ઊડી ગયું. ઊલટો અકળામણનો અનુભવ થવા લાગ્યો. પૂછ્યું, 'શું છે, બેટા અમર?' અમર બોલી, 'મારી બાએ કહેવરાવ્યું છે, કે નોકરી જાશે, ને ખાવા નહિ મળે, તો પેટ ફોડી નાખીશું, પણ આમ નિરપરાધી માણસોની આંતરડી કકળાવવી રહેવા દો. બહુ થયું.'

'ઠીક હવે તારી બાએ તે...' કચવાતા તખ્તસિંહજી આગળ બોલ્યા નહિ. એમણે મૂંછો પર હાથ નાખી, વળ ચડાવવા માંડચા.

ચાલી જતી અમર પ્રત્યે પ્રશંસાભરી દૃષ્ટિ નાખી રાજમાતા બોલ્યાં, 'છોકરી છે કાંઇ?'

પુત્રીનાં વખાણ થતાં જોઈ પિતાનું મોં મલકાઈ ગયું, 'છે જ તો. તરવારની ધાર જેવી.'

'રજપૂતનું લોહી, તખુભા. પછી કાંઇ મણા હોય? લ્યો હવે ઊઠો. કહેજો કે અટાણે ઘેર જાવ. બાસાહેબને પૂજાની વેળા થઈ છે.'

તખુભા મૂંઝાતા બોલ્યા, 'નહિ માને ઇ જાત.'

'મારું નામ દઇને કહેજો કે બાપુને પૂછીને બાસાહેબ બધી વાતથી માહિતગાર થાશે. ને પછી યોગ્ય જવાબ આપશે.'

'ભલે જેવી આજ્ઞા,' તખુભા ઊભા થઇ બોલ્યા, 'આપણે તો ચિઠ્ઠીના ચાકર.'

'બીજાની આંખે દેખે, ઇનું નામ ગુલામ,' ટાઢો ડામ દેતા હોય એમ રાજમાતા બોલ્યાં,' 'ગોલાપું ન કરીએ, તખુભા. રજપુતાઇને લાંછન લાગે.'

'તમેય તે બાસાહેબ નકામાં ઊકળી જાઓ છો. બાકી, હવે રજપૂતોયે નથી રીયા, તો રજપૂતાણીઓયે પહેલા જેવી કેટલી રહી છે? બતાવોને એક?'

તખુભાનું મર્મભેદી વાક્ય તીરની જેમ હૃદયમાં ઊંડું ઊતરી ગયું; પણ દાદર ઊતરતા તખુભાને જવાબ આપવા કરતાં મૌન સેવવું વધુ ઉચિત માની મૂંગાં રહ્યાં. માથામાં ધમધમ કરતું લોહી ધસી આવ્યું. આંખોના ખૂણા રાતા થઇ ગયા. લાગ્યું કે હમણાં આંસુનાં પૂર ધસી આવશે.

સંધ્યાની આરતીની ઝાલર વાગવી શરૂ થઇ હતી. નીચે કોલાહલ શમી ગયો હતો. લોકો વેરાઇ ગયા હતા. શાન્ત વાતાવરણમાં મંદિરનો

ઘંટનાદ સાંભળી રાજમાતા સ્વસ્થ થયાં અને પ્રભુમાં ચિત્ત પરોવ્યું. ઝરૂખામાં ઊભાં થયાં, મંદિરના શિખર તરફ મોં રાખી હાથ જોડયા અને બંધ પોપચાંમાં ભગવાનની મંગળમય મૂર્તિનું ધ્યાન ધરવા લાગ્યાં; ત્યારે એમના ગૌર વદન પરની કરચળીઓમાં ઠરેલાં અશ્રુ, પર્ણ પર તુષાર ચળકે તેમ ચળકી રહ્યાં. સાગરના ઘેરા ગર્જનમાં સરિતાનો કલરવ શમી જાય, તેમ ભક્તિના રસમાં વિષાદથી ઘેરાયેલા અંતરનો ભાર હળવો થતો લાગ્યો. આરતી પૂરી થઇ, પાલવ પાથરી રાજમાતાએ નમસ્કાર કર્યા.

'હે રામ ' કહી માતાએ ડૂબતા સૂરજે પ્રકટાવેલી સૌન્દર્યલીલાનું સૌન્દર્ય જોવા મીટ માંડી, રક્તવર્ણીય ગગનમંડળ જાણે શત્રુના રક્તથી છંટાયેલી સમરભૂમિ ન હોય! પોતાના સૂરજવંશી પતિને સંભારી રાજમાતાએ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. સ્વર્ગસ્થ સ્વામીને નમતાં હોય એમ એમણે હાથ જોડી સ્નેહભાવે મસ્તક નમાવ્યું કિરણવડે સ્પર્શ કરી એમના ગૌર વદનની લાલાશ વધારી, સહસ્ર રશ્મિ અંતર્ધ્યાન થયા. રાજમાતાની નીચી નમેલી દૃષ્ટિ ઝરૂખા નીચેના આંગણામાં પડી. સૂરજના પ્રકાશમાં રાતું ચોળ લાગતું રુધિરનું એવું નાનું ખાબોચિયુ, શ્યામ પડતું જતું હતું. અદૃષ્ટ ભયની આશંકાથી એમનું વૃદ્ધ શરીર ધ્રૂજી ઊઠયું.

નેત્રો પાછળ વાળી લીધાં. જોયું તો સંધ્યાકાશને ભક્તિભાવથી નમન કરતી ઝાલીરાણી માનબા ઊભી હતી. એના સૌમ્ય દેદીપ્યમાન વદન પર, સામે વ્યોમમાં વિસ્તરેલા મનોરમ સાંધ્યરંગો જેવા, પ્રતાપ, ગૌરવ, ઓજસ, ગાંભીર્યના ભાવરંગો પથરાયેલા હતા. જાણે ગિરનારની ગોખેથી ડૂબતી સોરઠના ક્ષાત્રતેજને છેલ્લી ભાવનાની અંજલિ આપતી ઉદાસીન રાણક! રાજમાતાએ એ વદન ઉપર અમીદૃષ્ટિ કરી, અને અંતરમાં ઊંડી વ્યથા અનુભવી.

એ જાણતાં હતાં, કે માનબા તો હતી રાજમહેલની વિષાદિની અપ્સરા: એકાકિની, મૂંગી, અને ભૂલી ભૂલી ભમતી સ્વપ્નસ્થ રૂપસુંદરી. પરણીને આવી હતી ત્યારે પદ્મિની સમું એનું સૌન્દર્ય હતું. ચકિત હરિણી જેવાં વિશાળ નયનોમાં અમીના ફૂવારા ઊડતા, પરવાળા સમા ઓઠે સ્મિત વિલસતું, અને ગુલાબી વદન પર ખંજનની શોભા વસતી હતી. બોલતી ત્યારે સુમધુર વીણાનો ઝણકાર થયો ન હોય, એવું મિષ્ટ સંગીત રેલવતી. કેવા કોડ, ઉમંગ આશાથી ઊછળતી આવી હતી!

એ આ ઝાલા રાજપૂતની પુત્રી, પોતાની કુળવધૂ, મધુરજનીની બીજી સવારથી, પ્રભુ અંતર્યામી જાણે કેમ, પણ આ હરિણીનાં લોચન કોઇ અકલ્પ્ય વેદનાની છોળે છલકાઇ ઊઠયાં. ઓષ્ઠ પવનમાં ધ્રૂજતી પાંખડીની જેમ ધ્રૂજવા માંડયાં. વદનની રક્તિમા ઊડતી ગઇ એનાં પ્રફુલ્લ અંગાંગ, સ્પર્શથી અંગસંકોરતી લજામણીની જેમ, કોઇ દુઃસહ સ્પર્શના ત્રાસથી વિલાતાં ગયાં. કંઠસ્વરનું માધુર્ય ઓસરી ગયું. યૌવનનો તરવરાટ શમી ગયો. તે દિવસથી નવવધૂ રાજરાણીએ એના મુગ્ધાભાવો તજી, ગાંભીર્ય અને ગૌરવની મૂર્તિ હોય એમ, સૌની વચ્ચે છતાં સૌથી અલિપ્ત જીવવા માંડયું. સઘળું તેજ પોતાનામાં શમાવી તેજસ્વી તપસ્વિની સમી બની ગઇ. સહુ એનાથી અંજાતા, માનપૂર્વક નમતા, અને એની મરજી મુજબ વિહરવા દેતા. સહુ એને અર્ધઘેલી, તરંગી, મનસ્વી માની બેઠાં હતાં. છતાં એની અર્ધઘેલછાનું આકર્ષણ સૌને રહેતું. માનબાનાં પોપચાંમાં છુપાયેલું સ્વપ્ન જાણવા સૌને જિજ્ઞાસા રહેતી. એની વાતો કોઇ રંગદર્શી નવલકથામાં શોભે એવી હતી, પણ એ પરીકથાના પવનવેગી અશ્વ પર પલાણ માંડવા સૌને ઊંડી ઊંડી ઉત્કંઠા રહેતી. આમ પોતાની જુદી દુનિયામાં યથેચ્છ વિહરતી માનબા દિવસો ગાળતી હતી. પતિથી તો એ લજાયેલી હતી. તે રાત્રિ

પછીથી ઝાલીરાણીએ કદીજ પતિના શયનગૃહમાં પગ મૂક્યો નહોતો.

રાજમાતાએ મૃદુ કંઠે એને બોલાવી, 'માનબા.'

માનબાએ સામે જોયું, પણ દૃષ્ટિ ક્યાંય દૂર દૂર સ્થિર થઇ ન હોય !

'રાણી !' રાજમાતાએ સ્મિત કરી કહ્યું, 'સંધ્યા થઈ ગઈ મુનિવ્રત છોડો હવે.'

માનબા ફિક્કું હસી : અને જવા પાછી વળી, પણ રાજ-માતાએ એને રોકી, 'વખત હોય તો બેસો બે ઘડી. આજે મને ગમતું નથી, બેટા.'

માનગા આવીને સાસુની પડખે બેઠી: પ્રશ્નાતુર વદન ઊંચકી રાજમાતાની ગંભીર મુખમુદ્રા જોઇ રહી. આ જાજ્વલ્યમાન રાજ-પૂતાણીને જોઇ માનબાને એની માતા સાંભરી આવી. એમને ખોળે માથું મૂકી, સૂઈ જવા હૈયામાં ઉમંગ આવ્યો. ખોળો બતાવી માનબા બોલી, 'સૂઈ જાઉં મા ?

એના પ્રશ્ને રાજમાતાના હૈયામાં સ્થિર થયેલાં વાત્સલ્યના જીવનવહેણ ખળભળી ઊઠયાં. આંખો ભાવના આંસુથી છલકાઈ ઊઠી. માનબાનું માથું ખોળામાં લીધું, અને એના વાળ પર હળવે હળવે હાથ ફેરવવા લાગ્યાં. માનબા આંખો મીંચી પડી રહી.

'માનુ, દીકરી !' રાજમાતા બોલ્યાં.

'હા, મા !'

'એક વાત પૂછું ?'

'પૂછો.'

'ખોટું તો નહિ લાગેને ?'

'જોજે હોં બેટા. માને કહેતી હોય એમ પેટછૂટી વાત કરજે.'

'હોં, કરીશ.'

'ખોટું ન બોલીશ, દીકરી. મારું માન રાખજે. તારું નામ માનબા, તે સાર્થક કરજે.'

માનબાએ આંખો મીંચેલી રાખી મસ્તક ધુણાવી ના પાડી, 'ઊંહું! મારું નામ તો પદ્મિની.'

રાજમાતા મલકાયા. એમને પુત્રવધૂના આ તરંગની ખબર હતી. એ પોતાને પદ્મિની કહેતી! એમણે કહ્યું, 'વાહ. એય સારું નામ છે.'

'હું તો ચિતોડગઢની પદ્મિની, મા.'

'હા, બેટા! હા.'

માનબા નિષ્ફળતા સૂચવતું ફિક્કું સ્મિત કરી બબડી, 'તમારે મેર ભૂલી પડી, મા!'

હૈયામાં શલ્ય ભોંકાય એવી વેદના થઈ આવી. રાજમાતાની આંખો આંસુ વરસાવવા માંડી. ટપકટપક આંસુ પદ્મિની માનબાના ગાલ ભીંજવવા લાગ્યાં. ગળું રૂંધાઈ ગયું.

ઊંડો નિઃશ્વાસ નાખી માનબા બોલી, 'ભૂલી પડી મા, સાવ ભૂલી પડી' પળભર થંભી, ને વળી પાછી બોલી, 'મા, મોટ માંડીને મારા એકદંડિયા મહેલને ઝરૂખે વાટ જોતી બેઠી હતી, કે ક્યારે સામેના ડુંગરા કુદાવતો તેજલી ઘોડીનો અસ્વાર, મારા મનનો સ્વામી આવે. ને એની પડખે ઘોડે બેસાડી ઉપાડી જાય! ક્યારે એની પડખે ઢાલ પર ઘા ઝીલતી જગદંબાની જેમ રણમાં ઘૂમું, ક્યારે રણમાં ઘૂમતા મારા વીરપુરુષને માથું મોકલાવી મારી માયા મૂકવા કહેવરાવું! ક્યારે...મા ક્યારે...' પળભર માનબા નિશ્ચેતન પડી રહી. વળી નિસાસો નાખી બોલી, 'મા, ક્યારે જૌહર કરી મારા સ્વામીને જીવનની માયા મુકાવી વીરધર્મ પાળવા પ્રવૃત્ત કરું. એની રાહ જોતી આગળથી સ્વર્ગમાં જઈ બેસું. મા હવે તો ત્યાં જવાનુંયે મન થતું નથી. જઈને કોની વાટ જોઉં?'

માનબાના બંધ પોપચાં તળેથી નીર વહેવા માંડયાં. રાજમાતાને લાગ્યું કે પ્રશ્નનો જવાબ મળી ગયો. પાલવવડે માનબાના આંસુ લૂછતાં માતા બોલ્યાં, ' માનુ બેટા, જઇને સૂઈ જાવ.'

માનબા ઊભી થઈ, અને મધ્યયુગની રાજપુતરમણી કોઇ અપરિચિત સ્થળમાં વિચરતી હોય તેમ સ્વપ્નસ્થ ચાલી ગઈ.

રાજમાતાએ નિઃશ્વાસ નાખી આંખો લૂછી. મન ફરી પાછું અસ્વસ્થ થઇ ગયું. ત્યાં ગંગા ટહૂકી, ' માડી, મારી મા. સમય થયો, માળા લ્યો હવે.'

' એ હા ગંગા, લાવ્ય માળા.' પ્રભુનું નામ લઈ મનની વ્યથા હળવી કરવા રાજમાતા ઉત્સુક થયાં. ગંગાએ માળા આપી. પાસે દીવી અને ધૂપિયું લાવી મૂકયાં. પોતે પણ થાંભલે વાંસો દઇ સોડિયું વાળી માળા લઇ બેઠી.

માળાના મણકા પડતા ગયા. હોઠે રામનામ રમી રહ્યું. પણ ચિત્તમાંથી ધૂપની શેર જેવા ગૂંચળા લેતા વિચારો ઓછા થયા નહિ. આજે શાન્ત ચિત્તે પ્રભુ સ્મરણ થઇ શકે તેમ લાગ્યું નહિ. આજના પ્રસંગો ફરી ફરીને મન સમક્ષ તરવરવા લાગ્યા અને મનને ઉદ્વેગથી ભરી દેવા લાગ્યા. હૃદય બિચારું સો મણની શિલાના ભાર તળે રૂંધાતું હતું. પોતાના ઝરૂખા હેઠળ બ્રાહ્મણનું લોહી છંટાયું હતું, એ વાત એમના ધર્મિષ્ઠ હૃદયને અગમ્ય ભયની આગાહીથી ત્રસ્ત કરી રહી હતી. લોકો બિચારા ન્યાય માગવા ધણી પાસે આવ્યા, ત્યારે ન્યાયને બદલે ધોકા મળ્યા! તખુભા જાણે ખાંડે ખેલવા નીકળ્યો હોય એમ નિરપરાધી લોકોને ઢોરની જેમ ટીપતો હતો! વાહરે! રજપૂતાઈ! ક્યાંયે દયા, કે માણસાઈનું નામનિશાન નહોતું—માત્ર પશુતા, હેવાનિયત નજરે પડતાં હતાં. રાજમાતાને એમના ગાદીપતિ પુત્રનું સ્મરણ થઈ આવ્યું. ક્યાં બ્રાહ્મણને પગે પડતો, મહાજનની મર્યાદા સાચવતો, ક્ષત્રિયવટ જાળવતો કૈલાસવાસી પતિ, અને ક્યાં આ

પ્રજાને રંજાડતો નિર્માલ્ય પુત્ર ! સ્વર્ગવાસીનું નામસ્મરણ થતાં છાતીમાં આનંદના ઓઘ વહેતા. પણ...પણ આ પોતાની કૂખે પ્રકટેલા, નવ માસ ભારે મારી જન્મેલા પુત્રને જોઈ હૈયામાં તૃપ્તિની ટશર ફૂટતી નથી એ શું ? રાજમાતા વિમાસણમાં પડ્યા.

અને પેલી અમર, અને આ માનબા. અણિશુદ્ધ રજપૂતાણીઓ જોઈ લ્યો. પણ એ રજપૂતાણીઓનું સ્થાન ક્યાં ? એક સીંદરી બળે પણ વળ ન મૂકે તેવા મિથ્યાભિમાની, અહંકારી ને મેણાં મારવામાં પટુ એવા તખુભા ગરાસિયાની દીકરી, ને બીજી પોતાના ભોગ વિલાસમાં રત કુળકલંક પુત્રની પત્ની ! કેળ બિચારીને કૌંચની વાડ વચ્ચે ઊછરવાનું.

રાજમાતાને લોકોએ આપેલું વચન સાંભર્યું. કાલ સવારે પૂછશે કે બાપુએ શો જવાબ આપ્યો ? એમને શો ઉત્તર આપવો ? સ્વર્ગસ્થ મહારાજા તો પોતે જાતે જ પૂછતા આવતા કે 'બોલો, આની વાત આમ છે. શું કરવું છે ?' પણ દીકરો તો કહેશે, ' તમે રાજકાજમાં શું સમજો ? નકામા શીદ માથું મારતાં હશો ? આ ઉંમરે ભગવાનનું નામ લ્યો હવે.' અપમાનથી માનભંગ થઈ પાછા વળવું પડે તે કરતાં કંઈ પૂછવું જ નહિ, થાય તે જોયા કરવું, ને મનમાં સમસમીને બેસી રહેવું. એમાં જ સાર છે.

હાથમાં માળા, ને આમ મનમાં લાળા હોય, એ રાજમાતાને ન ગમ્યું. એટલે એમણે માળા બાજુએ મૂકી ગંગાને બોલાવી, ' ગંગા, ઊઠ. સૂઈ જઈએ.'

અડધી ઊંઘતી ગંગા સફાળી જાગી અને બોલી, ' માડી, મારી મા, એ હાલો મારા અન્નનાં દાતાર.'

બન્ને જણાં સૂવા માટે ગયાં.

બીજી સવારે રાજમાતા જાગ્યાં, ત્યારે ગંગા ખવાસણે એમની આંખમાં ઉજાગરો જોઈ કહ્યું, ' માડી મારી મા. આંખે મટકું યે આર્યું લાગતું નથી. હેં ભલા સાચી વાત ? '

'હા ગંગા. ઊંઘ નહોતી આવી.'

'કીમ મા?'

'રામ જાણે, ગંગા!' કહી એમના પ્રાતઃકર્મમાં ગૂંથાયા.

નાહી ધોઈ, પૂજાપાઠ જરા વહેલા આટોપી, રાજમાતાએ બહાર જવા વસ્ત્રો પહેર્યાં, અને ગંગા મારફત એમની સગરામ તૈયાર કરવા કહેવરાવ્યું. કોઈ દિવસ નહિ ને આજ આમ એકલાં સવારમાં બહાર નીકળતાં જોઈ ગંગાએ વિસ્મય પામી પૂછ્યું, 'માડી, મંદિરે હાલ્યાં કે?'

'હા, ગંગા! જરા વિશ્વનાથનાં દર્શન કરી આવું.'

'ભલે માડી. સિધાવો. હું આવું સંગાથે?'

'ના, ગંગા. હું એકલી જઈશ.'

'માડી મારી મા, જેવી ઇચ્છા.' કહી ગંગા પોતાનું નિત્યકર્મ કરવામાં ગૂંથાણી.

રાજમાતાએ સગરામમાં બેસી બારીઓના પડદા પાડી દીધા. બળદોની રાશ હાથમાં લઈ ડચકારો કરતા હાંકનારને કહ્યું, 'દીવાન-સાહેબના ઘેર લેજે ગાડી. ડોકિયું કરતી આવું.' સગરામ ધમધમ કરતો ઊપડ્યો. બળદોના ગળામાં ગાજતી ઘંટડીઓના રણકારમાં ચિત્તને સંક્ષુબ્ધ કરતા અનેક પ્રશ્નો સાંભળતાં રાજમાતા. દીવાન સાહેબની ડેલી સામે આવી સગરાગ ઊભો રહ્યો ત્યારે જ ધ્યાનભંગ થયાં, અને નીચે ઊતર્યાં. એમના ઓચિંતા આગમને આખા ઘરમાં કોલાહલ મચાવી દીધો. નોકરચાકરો ઝૂકી ઝૂકીને સલામો કરવા લાગ્યા, રસોડામાંથી વહુદીકરીઓ ડોકાવા લાગી. પરસાળમાંથી દીવાનપત્ની 'આવો મારી મા' કરતાં દોડી આવ્યાં, દીવાનસાહેબ પોતે ડેલીએથી ધડધડ દાદરો ઊતરી નીચે આવતાં આવકાર આપતાં બોલી ઊઠ્યા, 'આવો આવો માડી. આજ કેમ કાંઈ દીકરાનું ઘર પાવન કર્યું? બહુ દા'ડે દયા કરી?'

રાજમાતાએ મીઠું સ્મિત કરી સહુના આવકારનો પ્રત્યુત્તર આપતાં કહ્યું, 'બાપા ઘરમાં છે, ગંગા? મળવું છે.'

ત્યાં તો પરસાળમાં આવેલી પૂજાની ઓરડીમાંથી, વયોવૃદ્ધ માજી દીવાનસાહેબ પ્રાણશંકર જોશીએ ખોંખારો ખાઇ પોતાના અસ્તિત્વની જાણ કરતાં પૂછ્યું. 'કોણ આવ્યું છે, ગંગા?'

'મા છે, બાપા.'

'એ આવો આવો, દીકરી! ઘણે દા'ડે આ ડોસો સાંભર્યો કાંઈ? આહીં પૂજાની ઓરડીમાં આવો. વિશ્વનાથનાં દર્શન થશે. આવો.'

રાજમાતા પૂજાની ઓરડીમાં પેઠાં. ખોળો પાથરી શિવલિંગને નમસ્કાર કરી, પાસે પડેલા પાટલા પર બેઠાં. વયોવૃદ્ધ દીવાન સામે ઘડીભર જોઈ રહ્યાં. જાણે યોગી જ જોઇ લો. વિશાળ કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું. પ્રચંડ ભુજાઓ પર ભસ્મની ત્રિરેખ દોરી હતી. ગળામાં રુદ્રાક્ષના ડેરા હતા. માથાના વાળ, ભમ્મર અને મૂછો સાવ રૂપેરી થઈ ગયાં હતાં. નેત્રો ઝીણાં પણ ગરુડ જેવાં તીક્ષ્ણ હતાં. આ વૃદ્ધને યૌવનની એની રાજરમતને સંકેલી લઈ, જીવતરની સંધ્યાનું સાર્થક્ય કરતો જોઇ રાજમાતા પ્રસન્ન થયાં.

'કહો, કુશળ તો ખરાં?' વૃદ્ધે પૂછ્યું.

'હા, તમને દેખ્યે વિશેષ.'

'હવે અમે તો મરી પરવાર્યાં સમજો. એક પગ અહીં, ને બીજો મારા પ્રભુના દરબારમાં,' પછી જરા હસીને ધીમે સ્વરે બોલ્યા, 'કેમ કંઈ કામ પડ્યું?'

'હા.'

'શું?' ભવાં ઊંચકાયાં. દૃષ્ટિ એકાગ્ર થઇ.

'જરા પૂછવા આવી છું.'

'બોલો, શી આજ્ઞા છે?'

'આજ્ઞા પાળશો ?'

'અન્ન હજી પેટમાં છે હોં.'

'તો આ શિવલિંગને હાથ અડાડી જવાબ આપો.'

'દીવાન ગૂંચવાઇ ગયા. વાત ઊંડી હોય એમ લાગ્યું. માથે ફેરવતા બોલ્યા, 'પણ એવું છે શું, દીકરી ?'

'હશે ત્યારે જ ને ? બોલો આપશો જવાબ, કે વળું પાછી ?' રાજમાતાના સ્વરમાં કંપ હતો, તે અછાનું ન રહ્યું. પ્રશ્નનું ગાંભીર્ય દીવાનની નજરમાં આવી ગયું. 'પાછા કંઇ વળાશે, દીકરી ? બોલો શું છે?' કહી, એમણે તીક્ષ્ણ દૃષ્ટિપાત કરી, રાજમાતાના મનોભાવ કળવા પ્રયત્ન કર્યો.

'તઈ બોલો દેવુભા ઠાકોર કોના પેટના ?'

વીજળી પડે અને ધરતીમાં ચિરાડ પડી જાય, તેમ દીવાનના અંતરનાં શાન્ત વારિ આ પ્રશ્નથી ક્ષુબ્ધ થઇ ગયાં. ચિત્તાકાશમાં ખળભળાટ મચી ગયો. એમની દૃષ્ટિ સામે બેઠેલાં રાજમાતા પર સ્થિર થઇ. જોયું તો સામે રાજમાતા નહોતાં, પણ કોઈ જનેતા પોતાના બાળકની ખોજ મેળવવા આતુર બેઠી ન હોય એમ લાગ્યું. ત્વરિત શ્વાસોચ્છ્વાસની ગતિથી છાતી ઊછળી રહી હતી. નેત્રો કોઇનું રૂપ જોવા બહાવરાં તલસતાં હોય એમ ફાટેલાં હતાં. વાછરડાની બૂમ સાંભળવા કાન માંડતી ગાયની જેમ કાન શબ્દ ઝીલવા મંડયા હતા. આખુંયે જીવન જાણે દીવાનના વચન પર તોળાઈ રહ્યું ન હોય! આમ એકાગ્ર, આશાતુર નિશ્ચલ એ બેઠાં હતાં.

દીવાને સ્પષ્ટ નિઃશ્વાસ નાખ્યો. એમનાં ચક્ષુ સમક્ષ ગત મહારાજાનો કાળ મૂર્તિમંત થયો, અને આંખો જરા ભીની બની. પોતે ત્યારે દીવાનપદે હતા. આખા રાજ્યના સૂત્રસંચાલક એ હતા. બધી વાતે સુખશાન્તિ હતી ત્યાં દુર્ભાગ્યે મહારાજાનું અકાળ અવસાન થયું. વંશવારસ કોઇ ન મળે. માત્ર આ રાણીને મહિના હતા.

વારસની આશાએ તાળવે જીભ ટિંગાડી સૌ ટાંપી રહ્યા હતા. ગાદીનો હક્કદાર ન જન્મે, તો કંપનીની સરકાર રાજ્ય ખાલસા કરવા તૈયાર બેઠી હતી. રાજ્યના ભાયાતો રાજ્ય સાચવવા કાવાદાવા રમી રહ્યા હતા. બન્ને પક્ષો પોતપોતાનું બળ અજમાવી રહ્યા હતા. કંપનીના ગોરા સાહેબો રાજ્યમાં જ પડયા પાથર્યા રહેતા હતા. એમનો ગોરો દાકતર રાણીની સુવાવડ વખતે હાજર રહે એવી એમની ઇચ્છા હતી, પણ દીવાને હિંદુ સ્ત્રીઓની મર્યાદાનો ખ્યાલ આગળ ધરી એમાંથી મુક્તિ મેળવી હતી. આ બધું કરતાં દીવાનને પળિયાં આવી ગયાં હતાં. અંતે રાણીએ બાળકને જન્મ આપ્યો. પણ તે પુત્રી ને!

રાજમાતાનો સ્વર સંભળાયો, 'બોલો બાપા. જવાબ આપો.'

દીવાને ફરી નિઃશ્વાસ નાખ્યો. રાજમાતા સામે સ્થિર દૃષ્ટિપાત કરી મૃદુ કંઠે સમજાવતા બોલ્યા, 'ગઇ ગુજરી સંભારવામાં સાર ખરો દીકરી?'

આત્મતિરસ્કારની અગ્નિઝાળમાં રાજમાતા બોલી ઊઠયાં: 'સાર હોય, કે ના હોય બાપા. મારે જાણવું છે આજે, કે મેં કાગડીએ ઊઠીને કોનાં ઈંડાં સેવ્યાં છે? બોલો જવાબ આપો.'

કહ્યા વિના છૂટકો ન રહ્યો. સામે રાજમાતાનાં નયનો શ્રાવણ ભાદરવો વરસાવતાં હતા. દીવાન હલમલી ગયા. પશ્ચાતાપના ડંખથી દાઝતા હોય તેમ કંપતે સ્વરે એમણે કહ્યું, 'દેવુબા તારો નહિ, દીકરી.'

'તઈ કોનો?'

'ગંગાનો.'

'ગંગાનો? ગોલીના પેટનો? તઈ મારું કોણ?'

'તારી અમરબા-તખુબાની દીકરી.'

આંખો આંસુથી ઊભરાઈ ગઈ. રાજમાતાના સજળ દૃષ્ટિપાત સામે દીવાનજીનાં ચક્ષુ નીચાં ઢળ્યાં. એ નેત્રો જાણે ઠપકો દઇ રહ્યાં ન હોય, કે તમે આ વાત પહેલાં કેમ ન કહી? મને જનેતાને

મારા બાળકની જાણ ન કરી! તમે મુત્સદ્દીઓ રાજરાણીઓનાં હૈયા સાથે તમારી આ ક્રૂર રમત રમ્યાં જ કરવાના શું? અમારાં બચ્ચાં તમારે મન શેતરંજનાં સોગઠાં જ રહેવાનાં કે? એ સોગઠાં તમારી મરજી મુજબ ફેરવી અમારાં હૃદયને છેતર્યા કરવાના? અને અમારી પાસે કાગડીઓની જેમ કોઈનાં ઈંડાં સેવરાવી, અમને આત્મવંચનાની ઝાળે દઝાડ્યા જ કરવાના તમે?

વેદનાનો પારાવાર આંસુવાટે વહેવા લાગ્યો.

દીવાને પુરુષોચિત ધૈર્ય મેળવી ઊંચું જોયું. એમની આંખો પણ ભીની હતી. ધીમે ગંભીર સ્વરે એ બોલ્યા, 'બીજો ઉપાય ન હતો, દીકરી! આમ ન કર્યું હોત તો રાજ્ય હાથમાંથી જાય એમ હતું.' સંયમ સાચવી આંસુ લૂછી રાજમાતા બોલ્યાં, 'હશે બાપા, ભાવિ કોઈથી મિથ્યા થાય છે કંઈ?' 'સમજુ છો, દીકરી! આ અભાગિયાના કર્યા સામું ન જોશો એ વખતે તો મનમાં ઘણી આશા હતી કે હશે. છે ખવાસણનું સંતાન, પણ પાસે રાખી પળોટીશું, વાંધો નહિ આવે: રાજ્ય સાચવશે, ને આ કુટુંબનો માળો વીંખાઈ નહિ જાય.'

'કંઈ નહિ બાપા, હોય એ તો, લ્યો હવે હું ઊઠું. તમારી પૂજામાં ભંગાણ પડાવ્યું.'

'બહુ દુઃખી કરી, દીકરી!'

'દુઃખી થવા તો આવી'તી. લ્યો આવજો ત્યારે,' કહી રાજમાતાએ ફરી નમસ્કાર કરી જળ આંખે અડાડ્યું વૃદ્ધ દીવાને ભાવથી માથે હાથ મૂકી આશિષ આપી, અને ઓટલા સુધી વળાવવા સાથે ગયા સગરામ ચાલ્યો ક્યારે, રાજમહેલ આવ્યો ક્યારે, દાદર ક્યારે ચડયાં તેની કશી જ ખબર ન રહી, ઓરડામાં પગ મૂક્યો, ત્યાં વૃદ્ધ ગંગા સામી મળી.

'માડી મારી મા! આવ્યાં મારાં અન્નનાં દાતાર?' રોજની ટેવ જેમ ગંગા ટહુકી.

પળભર તો રાજમાતાનાં નેત્રો તિરસ્કારથી છલકાઈ ગયાં, પણ બીજી જ પળે દૃષ્ટિ કૂંણી બની. આ માતા જેણે પુત્ર જન્મતાં જ પારકાને ચરણે ધરી દઇ, 'બેટા' કહેવાનો અધિકાર ગુમાવ્યો હતો, અંતરમાં સમસમીને બેસી રહી હતી, શું તિરસ્કારને યોગ્ય હતી? પોતાની જેમ પોતાના બાળકથી વિખૂટી પડેલી ગંગા પ્રત્યે રાજમાતાનું હૃદય અનુકંપાથી ભરાઇ ગયું. એ હસીને બોલ્યાં, 'હા, ગંગા! જઇ આવી.'

'ખમા મારી માને, બોલ્યા આવ્યા'તા, માડી! ગાંધીવાળા કે માડીએ બાપુને પૂછ્યું?'

હોઠે આવીને વચન પાછાં હૈયે વળગી ગયાં, કે ગોલીના છોકરા પાસે આશા રાખશો નહિ. રાજમાતાએ કહ્યું, 'આવે તો કહેજે કે બાઇ તમે જાણો ને તમારો બાપુ જાણે. મને આ ઉંમરે હવે ભક્તિ કરવા દો.'

'માડી મારી મા! સાવ સાચું બોલ્યાં મારી મા,' ગંગા બોલી અને કામે વળગી.

તે સાંજે રંગરાણી સંધ્યાસુંદરી સૂર્યનાથનું બિમ્બમુખ ખોળામાં લઈ ચિતામાં ચડી બેઠી, ત્યારે એનાં રડીરડીને રાતાં થયેલાં નેત્રો, રાજમહેલના ઝરૂખામાં બેઠેલી ત્રણ સજળનયના શોકમૂર્તિઓ પર સ્થિર થયાં. રાજમાતાની છાતી સાથે માથું ચાંપી અમર રડતી હતી, પડખે વિષાદમૂર્તિ માનબા જડવત્ બેઠી હતી, ત્રણે છેતરાયેલી રજપૂતાણીઓના હૃદયની અજ્ઞાત વ્યથાનું રહસ્ય પ્રકટ થઇ અશ્રુપાત કરાવતું હતું. સંધ્યા સતીએ ખોબે ખોબે કંકુ ઉછાળ્યું: અગ્નિની રાતી જ્વાળા ભભૂકી ઊઠી. ત્રણે રજપૂતાણીઓનાં વદન પરિતાપથી રક્તવર્ણીય બની ગયાં: અંતરમાં આત્મભાનની પ્રચંડ જ્વાળા નખશિખ પ્રજાળતી ભભૂકી ઊઠી,

*

વાર્તા આઠમી :

દેરગંભીર વડલાની પ્રદક્ષિણા કરી, અત્યંત ભક્તિભાવપૂર્વક બે હાથ જોડી, સરલા મનમાં કંઈ ગણગણતી ઊભી; ત્યારે નાના પ્રસાદે પણ હાથ જોડ્યા અને હોઠ ફફડાવ્યા. 'મારી બહેનને સારો વર ને મોટું ઘર મળજો,' શરમાઇને સરલાએ પ્રસાદના ગાલે ધીમી થપાટ લગાવી. અને ડોકે વળગી પડતા ભાઇને પ્રેમથી ઊભરાતા હૃદયે ચૂમી લીધી.

'હું કહું કે પ્રસાદ! મારા ભાઇને સારી વહુ મળજો,' સ્મિત કરતી સરલા શરમાતા પ્રસાદની આંખોમાં જોતી બોલી. પ્રસાદ શાન્ત રહ્યો; 'લે. ચાલ હવે. આવડો મોટો થયો તોય શરમાય છે કે? મોડા જઇશું તો બા વઢશે.'

ભાઈ બહેન વધેલી પૂજાની સામગ્રી થાળીમાં ભરવા લાગ્યાં. પૂજા ફળવાની હોય તેમ સૂચવતાં વટવૃક્ષનાં પાંદડાં પવનમાં ડોલતાં સુરીલું ગુંજી રહ્યાં. મહાદેવના મંદિરમાં ટનન્ કરતો ઘંટનાદ થયો. શંભુ ભોળા જાણે રિઝાઇ ગયા. બન્ને ઘર તરફ વળ્યાં.

થોડુંક ચાલી સરલા થંભી ગઈ.

'ભાઈ, મારી કંકાવટી ક્યાં? તેં લીધી નહોતી?'

'ના બહેન, ભૂલી ગયો. વડની બખોલમાં મૂકી'તી ત્યાંથી લેવી રહી ગઇ.'

કંકાવટી

'ચાલ, લઇ આવીએ.'

'તું ઊભી રહે. હું આ લઈ આવું,' કહી પ્રસાદ દોડ્યો અને થોડીવારમાં લઇ પાછો વળ્યો.

'લો બહેન, આ રહી.'

'હાશ!' એની પ્રિય વસ્તુ જોઇ સરલા થનગની ઊઠી. કંકાવટી એને પ્રાણ સમાન વહાલી લાગતી. અત્યંત શ્રમ લઇ કંકાવટીની આસપાસ સરલાએ લાલ લીલાં મોતી ભર્યાં હતાં. આ સુંદર કંકાવટી પડાવી લેવાની પ્રસાદની લુચ્ચાઇ સામે અનેકવાર સરલા મક્કમ રીતે સામનો કરતી હતી. આમ પ્રયત્નપૂર્વક જાળવેલી વસ્તુ પાછી જડી આવતાં સરલા હસતી થઇ. ઝડપથી પ્રસાદના હાથમાંથી કંકાવટી લઈ થાળીમાં મૂકી.

'ખોવાઇ ગઇ હોત તો!' જાણે કોઈ ભયાનક સ્થિતિ આવી પડી હોય તેવા સરલાના મોં પર ભાવ પથરાયા.

'તો બીજી લાવી આપત વળી,' પ્રસાદ બબડ્યો.

'હા, લાવી આપત,' સરલાને એ ન ગમ્યું. 'તું તો ભાઇ એવું બોલે છે ને!'

બહેનને ખોટું લાગે એ પ્રસાદથી સહન થતું નથી, 'લો બહેન! નહિ બોલીએ હવે. પછી કાંઇ?'

ભાઇના ભાવથી ઊભરાતી સરલા પ્રફુલ્લ બની. એનાં નેત્રો-માંથી અમૃત વરસી રહ્યું. નાનો પ્રસાદ પણ થનગની ઊઠ્યો. હર્ષથી ઊછળતાં બન્ને ઘર તરફ વળ્યાં.

અને એવો જ સુમધુર આ બીજો પ્રસંગ. ભાઈબીજને પવિત્ર દિવસે સરલા વહેલી ઊઠી. નાહી ધોઈ તુલસીક્યારે ઘીનો દીવો ટપકાવી રસોડામાં પેઠી. બાએ રસોડાનું સામ્રાજ્ય એને સોંપ્યું હતું, કેમકે આજે ભાઇને કંસાર જમાડવા બહેનને હોંશ હતી. વિખૂટાં અંતર નજીક લાવી દે એવી ભાવભીની હિંદુ પ્રથા ઊજવવા સરલા તૈયારી કરી રહી.

પ્રસાદને પણ એણે વહેલો જગાડ્યો.

'ઊઠને પ્રસાદ.'

'ઊઠું,' પ્રસાદ પાસું બદલી સૂઈ ગયો.

'મારો ભાઈ છેને?' બહેને મનામણાં શરૂ કર્યાં.

'નવરાવે નહિ તો ઊઠું,' શરત રજૂ થઈ.

'નહિ નવરાવું, પછી કાંઈ? બધાં ઊઠ્યાં ને તારે હજી સૂઇ રહેવું છે? ઊઠ મારે પથારી ઉપાડવી છે.'

બબડતો પ્રસાદ ઊભો થયો. બહેન પાસેથી દાતણ લઇ કરવા બેસે તો ખાસો કલાક વિતાવતો, ત્યાં સરલાએ ગરમ પાણી કાઢ્યું.

'જો પ્રસાદ. આમ ગંદા કંઈ જમવા બેસાય? જરા ખંખોળિયું ખાઇ લે,' સરલા બોલી.

'પણ નવરાવવાની તેં ના પાડી નો'તી?'

'ના તો પાડી હતી, પણ નહાયા વિના જમવા બેસાય? બાપુજીને ખોટું લાગે. ને આજ તો તને હું કંસાર જમાડવાની છું'

'તું તો બહેન, નવરાવ્યા વિના રહેતી જ નથી,' બબડતો પ્રસાદ નહાવા બેઠો

નાહી, મોટી કોરની રેશમી મુગટી પહેરી પ્રસાદ પાટલે બેઠો. સરલાએ કંકાવટીમાં કંકુ પલાળ્યું. પ્રસાદે મોં ચડાવ્યું. એને કપાળમાં ચાંલ્લો ગમતો નહિ.

'મારે ચાંલ્લો નથી કરવો.'

'પણ ભાઈ...'

'ના બસ. મારે એવું ટીલું નથી કરવું.'

'પણ સાવ ટીલડી જેવો નાનો કરું, પછી?'

'નહિ. મારે નથી કરાવવો.'

સરલાની આંખ ભીની થઇ, 'જો ભાઇ, આજ ભાઇબીજને દિવસે ના ન પડાય, હોં.'

'તું તો બહેન, ન ગમે તોય કરવાની,' અખડતો પ્રસાદ બહેનના આંસુથી વશ બન્યો.

ભાઇએ પોતાનું માન્યું જોઇ સરલાના ગાલ પર સરી આંસુનાં ટીપાં કંકાવટીમાં ઝિલાણું. ભાઈના લલાટે ચાંલ્લો કરી, બહેને એના ભાણામાં કંસાર પીરસ્યો.

પ્રસાદના કોમળ હૃદયમાં બહેનની આંસુભરી આંખો કોતરાઈ ગઈ.

* * *

વર્ષો વીતી ગયાં હતાં. જીવનસરિતા કૈંક તાપતડકા તળેથી પસાર થતી આગળ ને આગળ વહી જતી હતી. આવર્ત, બુદ્બુદ અને તરંગ સમા વિકારોથી હજીયે મનુવંશએ મૂંઝાતા હતા. સર્વનાં હૈયા તળે વહેતું એક જ સરિતાનું જળ આ સર્વ વિકારો અનુભવે છે. તે વીસરી સૌ કોઈ પોતપોતાના હૃદયજળમાં પ્રગટતા વિકારોને મહત્ત્વ આપતાં જીવી રહ્યાં હતાં.

સરલા અત્યારે નવનીતરાય સમા સંસ્કારવાંછુ અને સુધારક યુવકનાં ત્રણ બાળકોની માતા હતી. બાળકોની સેવાશ્રૂષામાં પતિદેવની પ્રેમમાત્રા વધતીઘટતી તપાસવાની એને ફુરસદ પણ નહોતી. છતાં નવનીતરાય પ્રેમાળ હતા તેની ના નહિ. એ વિના અત્યંત આગ્રહનો સામનો કરી એમણે પત્નીની પહેલી સુવાવડ પોતાને ત્યાં જ કરાવી હશે? એ વિના અસંસ્કૃત અને જંગલી પિયરના વાતાવરણથી એને દૂર રાખવા પ્રયત્ન કર્યા હશે! સહુને મન ફાવે તે ભલે બોલે, પણ નવનીતરાય પ્રેમાળ તો હતા જ.

પણ આજ વિચિત્ર પ્રસંગ ઉપસ્થિત થયો હતો. સરલાનો ભાઈ આટલી નાની ઉંમરે પરણવા તૈયાર થયો હતો, અને તે પણ જરાય ફેરફાર વિના, ક્રાન્તિ વિના! ચોરીમાં છોકરી લાજ કાઢવાની હતી અને વરરાજા લગ્ન મહાલવા ઉત્સુક હતા! નવનીતરાયે નિર્માલ્ય યુવકો માટે ભિસરા કાઢયા, અને સખત મન કરી સરલાને લગ્નમાં જવાની ના કહેવા નિશ્ચય કર્યો.

બપોરે ચાનો પ્યાલો લઈ સરલા એમના દીવાનખાનામાં આવી, ત્યારે નવનીતરાયે પોતાનો નિર્ણય સંભળાવ્યો: 'હું તને જવાની રજા નહિ આપી શકું, સરલા.'

સરલા ચમકી ગઈ. આંખમાં સહજ રોષની ચમક પણ આવી ગઇ.

'પણ ભાઇનાં લગ્નમાં હું ન જાઉં તો કેવું ખરાબ કહેવાય?' એ ધીમેથી બોલી.

'ખરાબ લાગે એ ખરું, પણ એવ અસંસ્કારી વાતાવરણમાં જવું એથી પણ ખરાબ છે.'

સરલાએ નિઃશ્વાસ નાખ્યો, 'જેવી મરજી તમારી, એ બોલી.

નવનીતરાય બબડ્યા: 'એ જ આપણી રાક્ષસી લગ્નપ્રથા, અશ્લીલ ફટાણાં ગાવાં, વિલાયતી કપડાંનું પ્રદર્શન કરવું, ને ઘરમાં હોય તે ખરચી ખાવા ધ્યાન રાખવું નહિ. એવા પ્રસંગોમાં તું ભાગ લે તે મારાથી સહન થતું નથી. પ્રસાદે કંઇ ક્રાન્તિ કરી હોત, સુધારો કર્યો હોત, તો આપણે બન્ને જાત.'

નવનીતરાયે કોઇ સભા સમક્ષ ભાષણ કર્યું હોત તો સારું થાત. પતિદેવની પ્રકૃતિથી સંપૂર્ણ રીતે પરિચિત પત્ની માટે એ નિષ્ફળ હતું. ક્રાન્તિકારી પતિના વદન તરફ સહજ તુચ્છકારથી જોતી સરલા બોલી, 'તમે કર્યો એવો?'

નવનીતરાય ઠંડા થઇ ગયા; 'બાપાની વૃદ્ધાવસ્થા આડી આવી, નહિ તો......'

'મારા બાપુનેયે સાઠ તો પૂરા થયાં.'

'મેં ના ન પાડી? તમારે નથી જવાનું.'

સરલાની આંખમાં આંસુ ઊભરાયાં. પતિદેવને પ્રતાપે યૌવનમાં જ કરમાઈ ગયેલી દેહલતામાં ધ્રુજારી આવી. પતિના સ્વભાવથી પરિચિત

યુવતીને આગળ બોલવું ઉચિત ન લાગ્યું. પોતાના વિના પળ પણ જીવી ન શકતા આ માનવમગતરા તરફ તિરસ્કારભરી દૃષ્ટિ નાખી સરલા ચાલી ગઈ.

× × ×

પોસ્ટ ઑફિસના બારણા પાસે આતુર હૈયે ઊભેલા વૃદ્ધે ટપાલીને પૂછ્યું, 'મારું પત્તું છે કે જોઈતારામ ?'

વૃદ્ધને ઓળખી જોઈતારામે સન્માપૂર્વક જવાબ આપ્યો, 'હા છે, દાદા. આપું હમણાં.'

ટપાલીએ બે કાગળ કાઢી વૃદ્ધના હાથમાં મૂક્યા. ડોસા નાકની દાંડી પર ગોઠવાયેલાં બેતાળાંમાંથી અક્ષર ઉકેલવા પ્રયત્ન કરી રહ્યા. આ યુગનો સસરો જમાઈરાજના અક્ષરથી બહુ પરિચિત હોય છે, તેથી ડોસાને જમાઈરાજનો પત્ર તરત પરખાયો. પત્ર વાંચતા ડોસાના પગ ભાંગી ગયા. 'શિવશંભુ ! શિવશંભુ !' એમ મોટેથી બોલાઈ ગયું.

જોઈતારામને આશ્ચર્ય થયું, 'કેમ દાદા ? શું થયું ?' એણે પૂછ્યું.

ડોસાએ અંગરખાની ચાળે આંખ લૂછી. વૃદ્ધ હૈયાને પોતાના પર પડેલી કૌટુંબિક આપત્તિ સાર્વજનિક સહાનુભૂતિને યોગ્ય લાગે છે, એટલે કશુંય છુપાવવાની વૃત્તિ એને થતી નથી. ડોસા ધેરે સાદે બોલ્યા, 'ભાઈના લગનમાં બહેન નહિ આવે, જોઈતારામ.'

'હે ! બહેનબા નથી આવવાનાં ? કોનો નવનીતરાયનો કાગળ છે ? ભારે થઈ, દાદા ! શું લખે છે ?' જોઈતારામને પણ દુઃખ થયું. કાગળ વંચાવવામાં વૃદ્ધને કૈં ખોટું ન લાગ્યું. નવનીતરાયે લખ્યું હતું 'આવાં રૂઢિચુસ્ત લગ્નોમાં મારી પત્ની ભાગ નહિ લઈ શકે. મારા લગ્ન વિષેના વિચારો તમે જાણો છો. સરલા તથા બાળકો નહિ આવે. માફ કરજો.'

'અરરરર, આ તો માણસાઈ કહેવાય ?' જોઈતારામ બબડાયો.

'હોય ભાઈ, જેવાં નસીબ આપણાં.'

વૃદ્ધ ધીમે પગલે જવા વળ્યા. પાછળ વાત થતી સંભળાણી.

'શું હતું, જોઇતારામ ?' તારમાસ્તર પૂછતા હતા.

'શું હોય, સાહેબ ! આ જમાઇ સુધરેલો મૂવો છે, તે સગા ભાઇના લગનમાં બહેનને મોકલવા ના લખે છે. શો કળજગ આવ્યો છે !'

નિઃશ્વાસ નાખી ડોસા આગળ વધ્યા. હૃદયમાં પારાવાર શોક જામી ગયો હતો. ભગા હજામથી શરૂ કરી રસ્તામાં જેટલા મળતા તેટલાને પત્રના સમાચાર આપી સહાનુભૂતિ મેળવતા વૃદ્ધ ઘેર પહોંચ્યો, અને ખડકીમાં પગ મૂકતા બોલ્યા : 'બહેન નહિ આવે, ભાઇ. આ નવનીતરાયનો કાગળ આવ્યો.'

પ્રસાદે દોડીને કાગળ લીધો, વાંચ્યો. પગથી માથા લગી ઝાળ લાગી ગઇ, પછી અશ્રુ ઊભરાયાં. સાંજે ચોરીમાં પગ મૂકનારો વરરાજા ક્રોધ અને શોકની લાગણીથી ઘેરાઇ ગયો.

બીજી ટપાલમાં બહેનનો કાગળ હતો. 'ભાઇને માલમ થાય કે ખોટું લગાડીશ નહિ. એમની પ્રકૃતિની તને કયાં ખબર નથી ? હોય એ તો. બહેનની આશિષ તો ભાઇ જ્યાં જાય ત્યાં સાથે રહેવાની.' છતાં નવનીતરાયને બીજે દિવસે તીખો અને તમતમતો, સખ્ત ઝાટકણી કાઢતો પત્ર મળ્યો. પ્રસાદે લખ્યું હતું, 'તમારે આંગણે હવે પગ નહિ મૂકું'

× × ×

પ્રસાદની પ્રતિજ્ઞા અચળ હતી. માતાપિતાનો આગ્રહ કે બહેનના કાગળો એના નિશ્ચયને ફેરવી શકયા નહિ. નવનીતરાયના પત્ર તો એ વાંચ્યા વિના જ ફાડી નાખતો. ઘરમાં સખ્ત આજ્ઞા હતી કે બહેનના સાસરે કોઇએ પગ મૂકવો નહિ. આવા તિરસ્કારથી ઘેરાયેલો પ્રસાદ બહેનના બટુકની જનોઇ જેવા પ્રસંગે તો જાય જ શાનો ? પ્રસંગ નજીક આવતો ગયો તેમ નવનીતરાય પણ મૂંઝાયા. પોતાને ત્યાં

વ્યાવહારિક પ્રસંગ આવતાં ગભરાઈને વડીલોને શરણે દોડતાં નવનીતરાય, સુધારો વીસરી, હાંફળાફાંફળા શ્રીફળફોફળ ભેગાં કરવા મને કમને મંડી પડ્યા. 'આ આટલું ઊકલી જાય પછી વાત છે બધાંની,' એમ મનમાં નિશ્ચય કરી, 'આટલું' ઉકેલતાં અનુભવવા પડતાં પરસેવાથી નહાઈ ગયા. સરલા તથા વડીલોના સખત ઠપકા આગળ કંઈ ન ચાલતાં પ્રસાદને પત્ર લખવો પડ્યો. પ્રસાદની સ્પષ્ટ ના આવી. સરલા પણ મૂંઝવણમાં પડી. હઠીલો પ્રસાદ આમ કેમે કર્યો નહિ માને એની એને ખાતરી હતી. શું કરવું તે સૂઝતું નહોતું. 'છોકરાનો મામો તો આવવાનો નથી;' 'બડવો કોણ તેડવાનું હતું?' 'મામાને ખભે બેસવાનો લાભ બિચારા છોકરાને નહિ મળે;' એવી અનેક વાતો કુટુંબીઓમાં થવા લાગી. સરલાની અકળામણ વધવા લાગી. 'ભાઈ નહિ આવે' એ વિચારે એનું પોતાનું અંતર પણ કળકળી ઊઠતું હતું.

પણ શું થાય?

ઉપવીતસંસ્કારને ત્રણ દિવસની વાર હતી. લમણે હાથ મૂકી, નવનીતરાય હીંચકા પર ચિંતાગ્રસ્ત બેઠા હતા. ઓસરીમાં સરલા પગના અંગૂઠે દોરી ભરાવી બાળકનું ઘોડિયું હીંચોળતી બેઠી હતી.

'પણ બડવાનું શું કરશું?' નવનીતરાય બોલ્યા.

'માંડી વાળીએ. એટલો નવો સુધારો!'

'પણ એ ચાલશે? બધાં અત્યારથી ચૂંટી ખાય છે મને.'

'મારા સગા ભાઈના લગ્નમાં મને જવા ન દીધી, હવે આપણે આંગણે શાના આવે? દરેકને પોતાનું સ્વમાન તો હોય ને!'

નવનીતરાય ચૂપચાપ સાંભળી રહ્યા. આજુબાજુથી વરસતા પ્રહારોથી કંટાળી એમના મનસ્વી સ્વભાવે પ્રયાણ કર્યું હતું. નવનીતરાય ત્રાસ પામી ગયા હતા. કંઈ કરતાં યે આ ઊકલી જાય, એવી પ્રબળ ઇચ્છા દિલમાં પ્રગટી હતી.

‘હવે મારું લોહી પીવું રહેવા દે. કંઈ કરતાંયે પ્રસાદ આવે એમ છે?’ એ બોલ્યા.

સરલાનાં હૃદયમાં નવનીતરાયની સ્થિતિ બદલ કરુણા ઊપજી. પણ હઠીલા પ્રસાદને બોલાવવો કેવી રીતે? ઝડપથી કંઈ સૂઝી આવતાં સરલા ઊભા થઇ. અંગૂઠાની દોરી છોડી, ઓરડામાં દોડી. આણામાં સાથે લાવેલો મોટો ટ્રંક ઉઘાડી અંદરથી ઝીણાં મોતીએ ભરેલી કંકાવટી કાઢી. બહાર આવી નવનીતરાયના હાથમાં મૂકી સરલા બોલી, ‘જુઓ તો, આ કંકાવટી ભાઇને મળે એમ સગવડ કરો તો.’

વિસ્મયથી નવનીતરાય પત્ની સામે જોઈ રહ્યા.

ત્રીજે દિવસે, પરોડની પથરાતી ઉષાના અજવાળે, એક જુવાન ગાડીએથી ઊતરી ગામ ભણી ઝડપથી ચાલતો ઊપડ્યો. નવનીતરાયની શેરીમાં એ વળ્યો, અને એમના જ ઘર પાસે આવી ઊભો. બારણામાં જ વહાલ નીતરતાં નયને આતુર સરલાને ઊભેલી જોઇ. પેલો યુવાન એક નાના બાળક જેમ એના તરફ દોડી ગયો.

‘બહેન!’

‘ભાઇ!’

અપૂર્વ ભાવભર્યાં ઉચ્ચારો હવામાં પળભર ગુંજી રહ્યા. બહેનના ખોળે માથું મૂકી પ્રસાદ રડ્યો. હૈયું હળવું થતું ગયું. સરલા મોટે અવાજે શાન્તિનો ભંગ કરી રહી.

‘કેમ કેવું આવવું પડ્યું, ભાઇ?’

‘તું તો બહેન તને ગમતું જ કરાવે છે મારી પાસે.’

‘મારી કંકાવટી લાવ્યો છે ને પાછી?’

પ્રસાદના હોઠે સ્મિત પથરાયું, ‘પાછી લઇ લેવી છે? મહા-મહેનતે હાથ પડી હતી ત્યાં?’

સરલાની આંખ છલકાણી, એનો હાથ ભાઈના માથે ફરી રહ્યો. એ બોલી, ' ના ભાઈ, હવે નહિ લઉં, હોં. હવે તો એ તારી પાસે જ રાખજે...ને...ને ભાઇ મારા, આ બહેનનો વાંક તારે મન વસે ને ત્યારે એના સામું જરાક જોજે. તારી બધી રીસ ઓસરી જશે.'

સરલાનાં નેત્રમાંથી ટપકતાં અશ્રુ પ્રસાદના વાળ ભીંજવી રહ્યાં. કોઇના રડવાનો અવાજ સાંભળી, દોડી આવતા નવનીતરાય આ સુભગ દર્શન જોતા, દૂર જ થંભી ગયા.

વાર્તા નવમી :

ગામને પાદર આવેલા પખાલી લોકોના વાસમાં પ્રવેશતાં, ડાબે હાથે આવેલા એક કંગાલ ઝૂંપડા પરથી પ્રકાશ આવરી લઈ, સૂરજદેવ આથમી ગયા. એ ઝૂંપડાનું પ્રવેશદ્વાર ખુલ્લું હતું, પણ અંદર કોઈ જીવતું હોય તેમ, પથરાયેલી શાન્તિ પરથી, લાગતું નહોતું. ઝૂંપડાની બહાર, આખો દિવસ પાણીની પખાલ ઉપાડી થાકી ગયેલો બળદ, ખાવાની અશક્તિ હોય એમ ઘાસમાં મોં ઘાલી પડ્યો હતો, અને ક્યારેક સડી ગયેલી કાંધ પર ચાંચ મારી જતા કાગાસુરથી બચવા પૂંછડું અને ગરદન હલાવી, પાછો નિશ્ચેષ્ટ પડી જતો હતો. દારિદ્ર અને દૈન્ય હાથમાં હાથ મિલાવી અહીં રહેતાં હતાં, એમ પહેલી જ વાર જોનાર પણ બેધડક કહી દે તેમ હતું.

કાગડાના ચંચુપ્રહારથી પીડાતા બળદે, પૂંછડીના સપાટામાંથી વારેવારે છટકી જતી આ ચપળ જાતને પાઠ પઢાવ્યો. પૂછડું છાણુ-વાળું કરી કાગડાનું આખું શરીર છાણના છાંટા ઉડાડી ભરી મૂક્યું. કાગડો આ અણધાર્યા વરસાદથી ભડકી 'કા કા' કરતો પાસેના લીંબડાની ડાળે જઈ બેઠો, અને નીચી ડોક કરી, બળદની યુક્તિ સમજવા પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં કેડથી વળી ગયેલો એક ચીંથરેહાલ ડોસો, બગલમાં ડોકિયાં કરતી દારૂની શીશી સંતાડતો ધસમસ્યો આવ્યો, અને આ ઝૂંપડામાં પેસી અંદરથી બારણું વાસી દીધું. એક ખૂણામાં, ચુલા પાસે બેસી હળવે હાથે રોટલા ઘડતી ડોસી અટકી અને બોલી,

# પુનરાગમન.

'આમ, હાંફળાફાંફળા કીમ ?'

'ભૂત દીઠું,' દબાયેલે સ્વરે ડોસો બોલ્યો.

'કોનું તે ?'

'આમ છતેદા' કે દારૂ ઢીચ્યે રાખશો, તો કાલ હુંયે ભૂત દેખાવાની તમને.'

'ગોવંદો દીઠો.'

ડોસી પણ આશ્ચર્ય પામી, 'ગોવંદો ? અહીં ?'

'હા. મારી પૂંઠે પૂંઠે આવતો હતો. હું તો જીવ લઇને દોડ્યો. ઠીક થીયું કે ઈની નજર નો પડી.'

ડોશીએ ઊંડો નિઃશ્વાસ મૂકી કહ્યું, 'ઇ અહીં ચ્યાંથી હોય ? હવે પાછો આવે ? આપણે આંગણે પગ મૂકે ઇમ નથી.'

'તે અહીં ઈના બાપનું કંઈ દાટ્યું નથી.' ડોસાએ મોં બગાડી કહ્યું, 'તારે મન ઈમ, કે ઠીક છે. આવે તો ડોહલાનું કાટલુંજ કાઢી નાખે.'

ડોસી બિચારી ગળગળી બની બોલી, 'તમને તે દયા છે કે નહિ ? બધા તમારું મોત વાંછતા હશે કીમ ? પેટનો દીકરો ઘેર આવે, ઇયે તમથી નો ખંટાય."

'હા ! ખંટાય. મારે ગળે બાઝ્યો'તો ઈ ભૂલી ગઇ ?'

હવે ડોશી ખિજાઇને બોલી, 'તે શું થાય બીજું ? માણાની ધીરજને યે થોભ હોય. તમે માથે છાણાં થાપો ઇ તો ઠીક, પણ પછી અંગારી મેલો તો ભભૂકે જ ને ?'

ડોસો આવી અપ્રિય વાતથી કંટાળી, દારૂનો શીશો કાઢી બબડ્યો, 'તું તારે ઈનું ઉપરાણું લીધા કર. આપણને એ...આ મળે છે, ઇયાં લગી કશી અકળામણ નથી, તું ને તારો ગોવિંદો જાવને મારા ડોહાનું ભાણું લઇને.'

ડોશી ભભૂકી ઊઠી, 'ઈજ લઇ જવું જોશે તો, બાપે બચારે જીવે

તમારે પાપે કયે દી રોટલો સુખે પેટ ખાધો'તો ઇચાયે ઠંડે કોઠે હોય ? જુઓ, તમારે ઢીંચવો હોય તો પેલા ખૂણામાં ટળો.'

ડોસાએ લથડતે પગે ખૂણામાં જઈ લંબાવ્યું, એટલે ડોસી બોલી, 'થયું હવે, માંડો ઢીંચવા–બે ભવનું ભેળું પી લેજો.'

ડોસાએ દારૂની લિજ્જતમાં મન પરોવ્યું, અને ડોશી રોટલા ઘડવાના અધૂરા મૂકેલા કામમાં લાગી.

આ ઉમરો પખાલી એની આખી કોમમાં જબરો દારૂડિયો ગણાતો. એવું એક પણ વ્યસન નહોતું કે જે ઉમરાના નામ સાથે સંકળાઈ પ્રસિદ્ધિ પામ્યું ન હોય. એક ફૂંકે ચક્કર ખાઇ પડી જવાય એવા જલદ ગાંજાની ચલમ ઉમરો રમતમાં ચેતરી આપતો. ઉમરા સાથે દારૂ પીવાની શરતમાં ઊતરવાનું કોઇનું જિગર ચાલતું નહિ. આખો દિવસ ગામના વ્યસનીઓની જમાતમાં પડ્યા રહેતા. આ પતિદેવનું ઘર, આટઆટલાં વર્ષો સુધી અમથી ડોશીએ કેવી રીતે નિભાવ્યું, એ ભારે આશ્ચર્યની વાત હતી.

અમથી ડોશી એક અત્યંત સૂક્ષ્મ તંતુને આધારે જીવી રહી હતી. એને આશા હતી કે જિંદગી આખી ભલે ચાળીસ હાથ ઊંડા કૂવામાંથી પાણી ખેંચી, પખાલ રેડી રેડી કાઢી, પણ ઘડપણમાં ગોવિંદ દીકરો જરૂર હરિના ગુણ ગાવા દેશે. નાનપણથી જ ગોવિંદ ચાલાક અને ચબરાક હતો. કોઈ બીડી ધરે તો ચોખ્ખી ના પાડતો. ઉમરો નિત્યનિયમ મુજબ સારી રીતે દારૂ પી આવે. ત્યારે ગોવિંદ નાકઆડો હાથ ધરી, મોં બગાડી, ઘરની બહાર જઈ બેસતો. નાતનાં છોકરાં જ્યારે નાની ઉંમરથી જ માબાપના સાથે બળદને ડચકારતાં, ઘરાકોને ત્યાં પાણી રેડવા જતાં, ત્યારે આ ઉમરાના કુળદીપક નિશાળે ભણવા જતા ! એના દોસ્તો બ્રાહ્મણ, વાણિયા, અને વર્ગમાં એનો નંબર પહેલો ! આ છોકરો અમથી ડોશીની આશાઓ પૂરશે એમ સહુને લાગતું, પછી ડોશીને પોતાને એમ લાગે એમાં શી નવાઈ ?

એક ઉમરા પખાલીને પુત્રરત્નની કિંમત ઉકરડે પડેલા એઠવાડથીયે ઓછી હતી. ગળથૂથીમાં દારૂનો છાંટો લઇ ઉછરેલા આ દારૂડિયાને ગોવિંદની રીતભાત ગમતી નહિ. દારૂ પીએ નહિ, નાતમાં કોઈ સાથે હળેમળે નહિ, પખાલ નાખવા જતાં બળદનાં પૂછડાં આંમળે નહિ, એક ગાળ સાંભળી સામે ગાળનો ઢગલો કરે નહિ, અફીણગાંજાથી દસ ગાઉ દૂર નાસે, એવો આ ગોવિંદ, ઉમરાને મન વિશ્વની અનેક અજાયબી જેવો હતો. એણે તો હાથ ધોઈ નાખ્યા હતા કે આ દીકરાથી ઊજળા થવાની વાત ખોટી હતી. અનેકને મોંએ, લમણે હાથ મૂકી, નિરાશાથી માથું ધુણાવી ઉમરો 'મારા બાપનું નામ મારા જીવતા મેં ડૂબવા નો દીધું, પણ આ દીકરો ઇકોતેર પેઢીને ડુબાડશે, ભાઇ. મારા બાપ, ને ઈમના બાપ ટાંગા ઘસડી મૂવા, ને હુંયે ઈમ જ મરવાનો, પણ આ રાયજાદો છત્તરપલંગમાં મરશે, ફટ ઇના અવતારને!'

ઉમરાની ધારણા મુજબ જ પુત્રરત્ને પોતાનાં લક્ષણ બતાવવા માંડયા ભણીને જીવતર ઉપર વિનાકારણ બોજો વધારવાને બદલે પખાલ નાખવા જઈ, માબાપને ઘરડે ઘડપણ મદદ કરવાની ગોવિંદે ના પાડી: અને અમથીએ પણ છોકરાની હામાં હા કહી. એ તકરાર ચાલુ હતી, ત્યાં સગા કાકાની દીકરીના સગપણ જેવા શુભ પ્રસંગે સગાંસંબંધી જરા છાંટો પાણી લેતા હતા, તેમાં ગોવિંદે હાજરી ન આપી. ઉમરાનું દિલ ખાટું થઇ ગયું. ઘેર આવી એણે ગોવિંદ ઉપર હાથ ઉગામ્યો, અને તે દિવસ પછીથી બાપદીકરા વચ્ચે લજ્જા કે આમન્યાનો પડદો રહ્યો નહિ.

થોડા દિવસ વીત્યા હશે, એવામાં ફરી એક કડવો પ્રસંગ ઊભો થયો. ગોવિંદાએ એક સારે ઠેકાણેથી આવતું કહેણ પાછું ઠેલી,

પાડોશી મણિયાની દીકરી વીજુને પરણવા ઇચ્છા બતાવી. બાપ–દીકરો વળી લઢી પડ્યા. દારૂના ઘેનમાં ફાવેતેમ લવરી કરતા ઉમરાને ગળું પકડી ગોવિંદે ભોંય પાડી નાખ્યો, અને દુઃખથી, ઘૃણાથી, તિરસ્કારથી પૂર્ણ હૃદયે બાપનું ઘર છોડયું. તે દિવસથી આજ બે વર્ષ સુધી એના કશા જ સમાચાર ન હોતા કે ક્યાંય પત્તો લાગતો ન હતો. એ અંધની આંખડી જેવો, કે અપંગની લાકડી જેવો પુત્ર પાછો આવે એવી આશામાં, જીવનનો દિવસે દિવસે વધતો જતો બોજો ઉપાડતી વૃદ્ધ અમથી ડોશી, હજી સુધી ટકી રહી હતીઃ પણ મનમાં ઊંડે ઊંડે થતું હતું, કે હવે ગોવિંદ આવે તો બહુ સારું. ડોશીને હવે આવતી કાલનોયે ભરોંસો રહ્યો નહોતો. પણ હવે ગોવિંદ આવે ખરો ?

રાત્રીનો શ્યામલ અંચળો પૃથ્વીના અંગાંગ ઉપર પથરાઇ ગયો હતો. ચોતરફ અંધકારનું સામ્રાજ્ય છવાયું, કે તમરાઓએ પોતાનું સંગીત શરૂ કર્યું. આગિયા ઝબૂકવા લાગ્યા. છેટેના ખાબોચિયામાં દેડકાંવૃંદનું ડ્રાઉં નામક મહાસંગીત શરૂ થઇ ગયું. બહાર આંખો અટવાઈ મરે એટલું અંધારું થયું, ત્યારે ખભે નિસરણી ભેરવી, હાથમાં ઘાસલેટનું ડબલું લઈ, લંગડાતી ચાલે એક માણસ આવ્યો, અને શેરીને નાકે આવેલું સુધરાઇનું ફાનસ સળગાવી ગયો. આ માનુષી ચંદામામાના પ્રતાપે આછા પ્રકાશમાં કંઇક સૂઝે તેવું થયું.

આ ફાનસના અજવાળે એક કૃશ, ચીંથરેહાલ જુવાન, લાંબી મજલ કરી થાકી ગયો હોય તેમ લથડિયાં ખાતો આવતો દેખાયો. ખભા પર એક પોટકી લટકાવી હતી. પહેરણ ફાટેલું હતું, ને સુરવાલ તો ઘૂંટણ સુધી જ પહોંચે તેવી હાલતમાં હતી. તેને વારેવારે શ્વાસ ખાવો પડતો હતો. એણે પેલા ઝૂંપડા તરફ સતૃષ્ણ નજરે જોયું, અને ઊંડો નિઃશ્વાસ નાખ્યો. ઝૂંપડાની નજીક આવી જમીન

પર પડતું મૂકતો હોય એમ બેસી ગયો. પેલા નિશ્ચેષ્ટ બળદે પોતાના જેવા, જીવનભાર વહી વહી દૂબળી પડી ગયેલી કાંધવાળા માનવબળદને આમ ચેતનહીન પડેલો જોઈ સહાનુભૂતિભરી દૃષ્ટિ નાંખી; અને પછી દુઃખથી ઊંહકારો કર્યો.

અંદરથી ડોશી બોલતી સંભળાણી, 'ઊઠો તો. જરા બળદને ઘાસ નાંખી આવો. બચ્ચારો હવે આવી રીયો છે. આખી કાંધ સડી ગઈ છે. આજ તો પખાલ મેલતાં અરેરાટી નીકળી ગઇ, કે અરે જીવ! આ પાપથી કયે ભવ વછૂટીશ? ઊઠ્યા કે નહિ?'

ખૂણામાંથી ઉમરાએ ઊંહું ઊંહું એવા નકરાત્મક ઊંહ-કારા કર્યા.

ડોશી બગડી, 'હં! ઢીંચીને લંબાવ્યું. ઠીક લંબાવો. સોડ તાણીને મારે ટાંટિયા તોડ્યા વના ક્યાં છૂટકો છે? લેણદેણ આ જનમે ભરાઇ જાય કે થીયું. છૂટી થાઉં તમારા પાપમાંથી.'

બબડતી ફફડતી અમથી હાથમાં ઘાસનો પૂળો લઇ બારણું ઉઘાડી બહાર આવી. આછા અજવાળામાં, નયનદીપનાં ક્ષીણ થયેલાં તેજને લીધે ડોશી બળદ પાસે પડેલા પેલા જુવાનને બરાબર ઓળખી શકી નહિ, પણ પતિદેવ સાથે થયેલી વાતચીત ઉપરથી એ ગોવિંદ હશે એવી આશંકાથી હૃદય ફફડી રહ્યું.

બારણામાં થંભી ગયેલી અમથીએ પૂછ્યું,— 'કોણ છે ઇ?'

પેલાએ જવાબ આપ્યો નહિ.

'કીમ બોલતો નથી? રસ્તા વચ્ચે આડા સૂવાનું હશે?'

જુવાન સળવળ્યો. આંખો ઉઘાડી ડોશી પ્રત્યે નજર નાખી, 'મા' એવો ઉચ્ચાર કરી પાછો ઢળી પડ્યો. એ શબ્દે ડોશીના હૃદયાકાશમાં વીજળીની ત્વરાથી અનેરો પ્રકાશ પાથરી દીધો. હાથ-

માંનો પૂળો પડી ગયો. ડોશી ગોવિંદ પાસે દોડી આવી. હાંફતી એની પાસે બેઠી, અને આખે શરીરે હાથ ફેરવવા લાગી ગઇ.

'કોણ ગોવંદ! બેટા ગોવંદ! તું!'

'હા, મા! હું ગોવંદ.'

'ઓ માડી! આવો થઈ ગયો! સાવ આવો!'

ગોવિંદ ફિક્કું હસ્યો, 'કીમ મા? કેવો થઇ ગયો છું?'

'દેહમાં તલભારે ય લોહી ક્યાં છે, ગોવિંદ? હાડકાં વાગે છે બેટા.'

'હોય ઈ તો. દેહ છે, ટાઢતડકો આવ્યાં કરે. મારા બાપા નથી ઘેર, મા?'

ડોશીએ કપાળે હાથ દઇ કહ્યું. 'એ પડ્યા પડ્યા ઘોરે.'

'મેં રસ્તામાં દીઠા'તા. મને જોઇ જીવ લઇ નાસી ગયા,' ગોવિંદે નિરાશાપૂર્ણ સ્વરે કહ્યું.

અમથી ચિડાઈને બોલી, 'પેટના દીકરામાં જમરાજા ભાળે, પછી ભાગે જ ને?'

માદીકરાની વાત દરમિયાન, બારણામાં આવી ગુપચુપ ઊભેલા ઉમરાએ ડોશીનું વાક્ય સાંભળી ડોળા કાઢ્યા, અને માથું હલાવ્યું, પણ કશું જ બોલ્યો નહિ.

ગોવિંદે કહ્યું, 'ઘર છોડી ગયો'તો ખરો મા, પણ માંદો પડ્યો તે પાછું આવવું પડ્યું.'

'ઇમાં ખોટું શું કર્યું, બેટા.? ડોસી આશ્વાસન આપતી બોલી, પોતાને ઘેર આવ્યો છું ને? ક્યાં કોઇ બીજાને ઘેર?'

'આખા દીનો ભૂખ્યો છું, મા.'

'ઓય માડી! ઇ તો ભૂલી જ ગઈ. આવ અંદર, બેટા! રોટલા ઘણાય છે' ગોવિંદને ઘરમાં પગ મૂકવા મન ન થયું, 'અંદર નથી આવવું મા. બાપો જાગે, તો ખાવાનું વખ કરી નાખે. અહીં બહાર રોટલો લાવી દે. ખાઇ લઉં.'

‘પણ...’

ગોવિંદે એને આગળ બોલતી અટકાવી કહ્યું, ‘અહીં ઠીક છે, મા, નિરાંતે ખાઇને વાત. શરીરમાં જીવ આવે પછી બીજું સૂઝે.’

‘ભલે જેવી તારી મરજી.’

ડોશી ઊભી થઇ ઝૂંપડા ભણી આવે તે પહેલાં ઉમરો અંદરના બાગમાં અદશ્ય થઇ ગયો. ધીમે પગલે અમથી અંદર આવી. એક તાંસળામાં રોટલો અને શાક લઇ બહાર આવીઃ ગોવિંદને આપ્યાં. ઘણા દિવસ ખાવા મળ્યું હોય તેમ, આનંદ અને ઉતાવળથી અકરાંતિયાની જેમ, ભૂખ્યો ગોવિંદ ખાવા માંડ્યો. ડોશી ગોવિંદને આમ ખાતો જોઇ ગળગળી થઈ ગઈ. આંખમાં ઝળઝળિયાં આવ્યાં. એકનો એક દીકરો, ને એની આ દશા! માણસ જિંદગીને થીગડાં મારી મારી પોતાનાને સાચવે છે; ત્યારે આ તો દીકરાને પોતાને થીગડાં મારવાં પડે છે; ને તેય મા-બાપનાં એઠાં? ડોશીએ ઊંડો નિઃશ્વાસ નાખ્યો.

બળદે ઘાસમાંથી મોં કાઢી, નિસાસો મૂકતો હોય એવો દુઃખપૂર્ણ અવાજ કર્યો. એ સાંભળી ગોવિંદ બોલ્યો, ‘મા, તારો આ લાડકો ગોવંદો તો મરવા પડ્યો લાગે છે.’

‘કાંધમાં કીડા પડ્યા છે, બેટા,’ ડોશી લમણે હાથ મૂકી બોલી. એને આ બળદ બહુ પ્રિય હતો; તેથી વહાલમાં એનુ નામ એણે ગોવિંદ રાખ્યું હતું. એની પીડાથી વ્યથિત થઈ ડોશીએ કહ્યું, ‘બચારે કાયા ચાલી ત્યાં લગણ તો આપણને રોટલો આપ્યો. હવે તો બે પખાલ ધમણ જેમ હાંફે છે. આજ મરે કે કાલ એવો થઇ ગયો છે. ને સાથે આપણુંય રોટલો ટળવાનો. ઇ તો ઠીક થીયું, કે તું વેળાસર પાછો આવ્યો, નીકર મૂઈ માને બાળવા પૈસા ન મળત, બેટા.’

બારણામાં આવી ઊભા રહેલા ઉમરાએ, કેડે હાથ મૂકી માથું ધુણાવ્યું. હાથ નાખે તો આંગળીઓ બહાર નીકળે એવા ગજવા લઇ પાછો આવેલો ગોવિંદ ડાહ્યાં વચન બોલ્યો, 'હોય મા. જીવતર છે, તડકીછાંયડી આવ્યાં કરે. દખ પછી સખ.' દીકરાના ડહાપણે મુગ્ધ બનતી અમથી, કરચલીઓમાં ગૂંથાઇ ગયેલું અશ્રુબિંદુ ધ્રૂજતી આંગળી વડે લૂછતી બોલી, 'હાસ્તો દીકરા! તારા જેવું ડહાપણ તારા બાપમાં હોત, તો આવા દી' આવત જ શાના? સુખે ધંધો કરી ખાત ને પાસે પાંચ પૈસાની મૂડી જામી હોત! રોટલાનું છેલ્લું બટકું ગળે ઉતારી, ઉપર પાણી પી ગોવિંદ બોલ્યો, 'હાશ, હવે કોઠે ટાઢક વળી.'

ઘરના માલિક ઉમરાનો મિજાજ ગયો. ગોવિંદને કોઠે ટાઢક વળી એ એને ન રુચી. પગ વાળીને સુખે સૂવા ન દે, એવા આ કુલાંગાર છોકરાને પોતાના ઘરમાં સુખનો અધિકાર શા માટે હોઈ શકે? લથડિયાં ખાતો ઉમરો નજીક આવ્યો અને ઠંડી પણ કટાક્ષ-યુકત ઢબે બોલ્યો, 'હા, વળી, ટાઢક વળી. કોઠે ટાઢક વળી આવો બેટા મારા, આવો. બાપનું ઘર છોડીને ગયા'તા તે પાછા આવ્યા કે? સંઘરો ન કર્યો કોઇ સગલાએ?'

ચમકીને ગોવિંદ બોલ્યો, 'બાપા!'

ઉમરો ડોલતો ડોલતો બોલ્યો, 'હં! બાપા! જીવતો જાગતે બેઠો છું, હજી તો મરી નથી ગયો, સમજ્યા પાંખમાં કંઇ સોનૈયા રૂપૈયા ભરી લાવ્યા હો તો ખંખેરી કાઢો. ગોવંદરાણા તમારી માને બાળવા જોશે તે.'

ગોવિંદ ગુસ્સે થઈ ગયો. મૂઠી વાળી ઊભો થવા ગયો, પણ અમથીએ હાથ પકડી પાછો બેસાડી દીધો. દારૂડિયાની સ્વાભાવિક બીકથી ઉમરો ભય પામી પાછો હઠી ગયો અને ગરદન પંપાળવા લાગ્યો.

ડોશી ધમકાવતી બોલી, 'તમને તે મોત સૂઝે છે, કે બીજું કંઇ? એક તો સાત ખોટનો દીકરો પાછો ઘેર આવે, તોયે તમને દયા નથી આવતી?' ઉમરો છેટે ઊભો રહી બબડયો. 'આવે હો, આવે. જીવ લેવા બાપનો આવે.'

'કોઇ જીવ નથી લેતું હવે છાનામાના અંદર જઇ પડયા રહો,' ઉમરો માથું ખંજવાળતો બોલ્યો, 'તું કે'તી હોય તો મારી ના નથી. મારી નાખશે તો ઇમાં મારે ક્યાં નાવા જાવું પડે એમ છે? આ...ચૂડો ભાંગશે તારો.'

ડોશી આજ્ઞા કરતી બોલી, 'ગાંડા કાઢવા રહેવા દો. જાવ અંદર.' તે ચાલ્યો ગયો એ જોઈ સજળ આંખે ડોશી બોલી, 'જોયું, ગોવંદ? સાવ નાના છોકરા જેવો સ્વભાવ છે—જરા હાકોટો કર્યો, કે કેવા જતા રીયા? દારૂમાં જેમ આવે એમ લવારો કરે, બાકી મન ભોળું. તમે બેય આકળા, તે વાતવાતમાં વિનાકારણ બાઝી પડો!'

અમથીની વાતમાં ગોવિંદનું ધ્યાન નહોતું. એનું મન કયાંક બીજે જ ભટકતું હતું. કયારનુંય ડોશી હવે ઘરમાં જાય તો સારું એમ થયાં કરતું હતું. 'તેં ખાધું મા?' એણે પૂછ્યું.

'ના રે, ભાઈ. હજી તો અડધોઅડધ રોટલા ઘડવા બાકી છે. તું આવ્યો ત્યારે રાંધતી હતી.'

'ત્યારે ઉકેલને મા. પછી પાર નહિ આવે. હું જરા બહાર બેઠો છું.'

'હા, લે બેટા, હવે ઊઠું.'

ડોશી ગઈ એટલે ગોવિંદે પોતાની પોટકી છોડી. અંદરથી બીડી કાઢી ચેતાવી, પીવામાં મશગૂલ બન્યો. આંખો અર્ધી મીંચી, બાદશાહની અદાથી ભૂમિ પર શરીર લંબાવ્યું. રોટલો મળ્યો, ઉપર

બીડી પીતા મળી, પછી ધુમાડાના ગોટા સોનાની મહેલાતો ખડી કરે એમાં શી નવાઈ?

ડોશી સાંભળી ન જાય એમ, ધીમે પગલે ઉમરો ઘરની બહાર આવ્યો. ગોવિંદને બીડી પીતો જોઈ એની આંખો વિસ્મયથી ચક્કર-વકળ થવા લાગી. હોઠે આંગળી મૂકી ભવાં ઊંચ ચડાવી ઉમરો ઘડીભર સ્તબ્ધ બની ઊભો. પછી ધીમે ધીમે ગોવિંદની નજીક આવી, એના કાન પાસે મોં લાવી બોલ્યો, 'અલ્યા ગોવિંદા! બીડી છે કે બીજી?'

ગોવિંદ ચમકીને બેઠો થઈ ગયો.

ઉમરે હાથ લંબાવી કરગરતાં કહ્યું, 'હોય તો દે ને એલા.'

ગોવિંદે બીડી કાઢી ઉમરાને આપી. બીડી સળગાવી ધુમાડા કાઢતા ઉમરાએ પુત્ર તરફ મીઠી નજર નાખી કહ્યું, 'અલ્યા ક્યારથી પીતો થયો? પેલા હાથમાં ઝાલતો યે નહિ, ને ધુમાડે રાડારાડી કરી માની સોડમાં ભરાતો.'

ગોવિંદ બોલ્યો, 'બહાર નીકળ્યા પછી પીવી પડે છે. લોકમાં ભૂંડા લાગીએ નહિ તો.'

ઉમરો પ્રશંસાપૂર્વક બોલ્યો, 'હું એમ જ કેતો હતો ને? લોકમાં ભૂંડા લાગીએ, પણ તું માને નહિને મારું.' ગોવિંદની પોટકીને હાથ અડાડી ઉમરે પૂછ્યું, 'આમાં શું છે બીજું?'

ગોવિંદ પોટકાને સાથળ તળે દબાવતે બોલ્યો, 'કંઈ નહિ.'

વહાલથી ઠપકો આપતો હોય એવા સ્વરે ઉમરે કહ્યું, 'હું કાંઈ ખાઈ નહિ જાઉં. મારે મન, કે કંઈ અફીણબફીણની ગાંગડી હોય તો રંગ રહી જાય.'

'દઉં વળી કટકીક' કહી, ગોવિંદે એક દિવાસળીનું ખોખું ઉઘાડી મહીંથી અફીણની ગાંગડી કાઢી ઉમરાની હથેલીમાં મૂકી.

વિશ્વદર્શન કરવાની ઇચ્છા થઇ આવી હોય એમ ઉમરાએ મોં ફાડ્યું. દીકરાનો ખભો હલાવી બોલ્યો, 'અરે વાહરે મારા ગોવંદા! તું તો ભારે નીકળ્યો. તું વળી ક્યારથી ઉડાવતો થીયો?'

મોં બગાડી ગોવિંદ બોલ્યો, 'પૂછો માને બાપા, તમારે ખાવા સાથે કામ છે કે બીજું?'

વાત્સલ્યથી છલકાતા હૈયે પિતાએ પુત્રના વાંસે હાથ ફેરવ્યો. પોતાની હરોળમાં આવી બેસતા ગોવિંદ માટે હૃદયમાં માન, પ્રેમ, અભિમાનના ભાવો પ્રગટ થયા. ઉમરાને થયું કે દીકરો બાપનું નામ રાખશે ખરો. એક જ પળમાં ગોવિંદ પ્રત્યેની બધી જ કડવાશ ઓસરી ગઈ, અને ઊંડો આત્મીય ભાવ જાગ્યો.

પ્રશંસાપૂર્વક માથું હલાવી ઉમરો બોલ્યો, 'સુધરીને આવ્યો ગોવંદા હોં! ભારે સુધરી ગયો!' પછી એના કાન પાસે મોં લાવી ધામેથી કહ્યું, 'ગોવિંદ, થોડો લઈશ? લાવી દઉં?'

'છે ઘરમાં?'

ઉમરે ગર્વથી કહ્યું, 'ન હોય ઇમ બને? આજ અંગ્રેજી દારૂની બોટલ હાથ પડી છે.'

'તઈ લાવો થોડોક લઇએ. પણ બાપા, મારી માને ખબર ન પડે હોં, નીકર જીવ કાઢી નાખશે.'

નવા સાથીને ખુશ કરવામાં પ્રસન્નતા અનુભવતો ઉમરો બોલ્યો, 'અરે ખબર જ શાની પડે? આમ લઇ આવું.'

ઉમરો અંદર જઈ દારૂનો શીશો છુપાવીને લઇ આવ્યો, પણ ડોશીએ એને બહાર જતો જોયો એટલે બૂમ મારી, પાછા બહાર નીકળ્યા કે? પેલા છોકરાને જંપવા દેવો નથી? અંદર આવીને સૂઇ જાવ છો કે બહાર આવું? જીવને ઉતપાતનો પાર નથી.'

ઉમરો ઢીલો થઈ ગયો. ગોવિંદના હાથમાં બોટલ સેરવી ઘરમાં પાછો આવી ઊંઘવાનો ડોળ કરી પડ્યો. બહાર ગોવિંદને

સ્વર્ગ હાથ વેંત જ છેટું લાગ્યું. શીશો મોંએ માંડવા વિચાર કર્યો પણ પાસે કંઇક અવાજ સાંભળી શીશો સંતાડી દીધો. એક સ્ત્રી પાસેથી પસાર થઇ. એને જોઈ ગોવિંદ ચમકી ટટ્ટાર થઈ ગયો. પેલી સ્ત્રી પણ ખમચાઇને ઊભી રહી.

'કોણ ગોવિંદ?' આતુરતાપૂર્વક એણે પૂછ્યું.

'વીજી.'

વીજી નજીક આવી પાસે બેસી ગઈ, 'ક્યારે આવ્યો?'

'આ હીંડ્યો આવું છું!'

'અરર! આવો દૂબળો થઇ ગયો છે?'

વહાલથી વાંસા પર ફરતા વીજીના હાથના સ્પર્શ તળે અકળામણ થતી હોય એમ ગોવિંદ સળવળ્યો.

'નોકરી ન મળી?' વીજીએ પૂછ્યું.

'ના.'

'મૂઈ ન મળી તો. ઇમાં આટલા બધા લેવાઇ જવાતું હશે હું તો વાટ જોઇ રહી હતી, કે ગોવિંદ આજ આવે કે કાલ આવે અહીં મુવું એવું એકલું લાગતું તું,' સહજ શરમાઇ વીજી બોલી 'તું મને સંભારતો હતો, ગોવિંદ?'

ગોવિંદને ખોટું લાગ્યું, 'તું સાંભરતી ન હોત, તો હું અહી પગ શા માટે મૂકત? ઇ કરતાં મોત વા'લું લાગત. ગયો ત્યારથ પગ વાળીને ક્યાંય બેઠો નથી. અત્યાર લગણ આ પાપી મનખ દેહ જિવાડ્યો ઈ તારે ખાતર જ, વીજી.'

'જીવતો રે! ગોવિંદ. ભગવાન તને હીમખીમ રાખે.'

'દલને ઘણુંય થતું'તું, કે કાળું મોં શીદ બતાવું.'

'કાળું શીનું તે? કાળું મોં દશમનનું.'

'ગયો ત્યારે કેવો ઊમંગ હતો!' ગોવિંદ નિરાશાપૂર્ણ સ્વ પોતે પિતાનું ઘરે તજ્યું તે પણ સંભારવા લાગ્યો, 'બસ આમ કરુ

ને તેમ કરું, મારી વીજીને સોને મઢી દઉં. આ ગંદા બાપને બારણે નોં ચઢું પણ ઈમાંનું કંઇ ન થીયું.'

'હોય ગોવંદ. નસીબ જેવાં. આપણ કંઈ હાથની વાત છે!'

ગોવિંદ ઉશ્કેરાઇને બોલ્યો, 'શે'રમાં જઇ મિલમાં મજૂરીએ રીયો. તે સાંજ પડે ત્યાં ટાંટિયા જ ભાંગી જાય, વીજી. પછી બાપદાદાને મારગે ચડ્યો, બાપગોતરમાં ઊતરી આવેલી ટેવ કંઈ ટળે? દારૂએ નખ્ખોદ કાઢી નાખ્યું.'

વીજી કકળાટ કરી ઊઠી, 'અરરર! ગોવિંદ! તું ઇ લતે ચડ્યો!'

'પે'લાં ગંધેય નો'તી ગમતી, હવે મોટા શીશા ચડાવી જાઉં,' ગોવિંદના સ્વરમાં થાકીને દૈવને અધીન થતા માણસમાં આવતી બેદરકારી હતી.

વીજી આશ્વાસન આપતી બોલી, 'મનમાં પસ્તાવો થશે, તો ઇયે છૂટી જાશે. વાંક મારો, કે હું તારી સાથે ને સાથે ન રહી.'

'હવે છૂટી રીયો,' ફિક્કું હસી ગોવિંદે હાથ હલાવતાં કહ્યું. 'મેં કંઈ ઓછી મહેનત કરી હશે? અમારા કટંબના હાડ ઇથી બંધાણા છે. ગળથૂથીમાં ચમચો લેતા આવ્યા છીએ. વીજી, હવે છૂટવાની વાત કેવી?'

સજળ આંખે વીજી બોલી, 'એમ પાણીપોચા થયે ન પાલવે, ગોવિંદ, હજી જીવતર કાઢવું છે.'

'જીવતર જશે એની મેળે. ઘેનમાં ખબરેય રે'તી નથી, કે કેટલું જીવતર ગીયું ને કેટલું રીયું.'

પોચા હૈયાની વીજી રડી પડી. ક્યાં ઘર છોડી કમાવા જતો ઉત્સાહની મૂર્તિ સમો પ્રેમાળ ગોવિંદ! ને ક્યાં આ શરીર અને મનથી ખુવાર થયેલો અકાળવૃદ્ધ ગોવિંદ! ગોવિંદે એને છાની

રાખવા પ્રયત્ન કર્યો, ‘ જો રડ નહિ, વીજી. મા સાંભળશે તો વળી ઉત્પાત કરશે. ને જો, હવે તું ઘેર જા. મોડું થાશે તો વળી પંચાત. કાલ પાછી આવજે. નિરાંતે સખદખની વાતો કરશું.’

‘ તું પાછો ક્યાંક જતો રહીશ તો ? ’

‘ ક્યાંય નહિ જાઉં, વીજી. ’ ગોવિંદે ખાતરી આપી. ‘તને મેલીને ક્યાંય નથી જવાનો. તું તારે નિરાંતે જા.’

વીજી ઊભી થઇ. સાડીને છેડે આંસુ લૂછતી, એના ઘર તરફ ચાલી ગઈ. ગોવિંદે કચરી નાખવાં હોય એમ ભાર દઇ, લમણા દબાવ્યાં. પછી સંતાડેલો દારૂનો શીશો બહાર કાઢી મોંએ માંડ્યો.

ઉમરો ધીમે પગલે બહાર દોડી આવ્યો.

‘પી ગયો, ગોવિંદા ?’ એણે નજીક આવી ગભરાતાં પૂછ્યું.

‘ના, ના. હજી ઘણોય છે.’

‘ તઇં તો ઠીક. મને થયું, કે એટો મારો ગટકાવી ગયો, ને આપણે રહી ગયા. ક્યાં છે ? લાવ પીએ. તું બે ઘૂંટડો પેલા, પછી મારો વારો.’

ગોવિંદે શીશો મોંએ માંડ્યો, ત્યાં બારણામાં આવીને ઊભેલી અમથીને જોઈ ઉમરાએ હર્ષથી બૂમ મારી, ‘એ...ઈ, લે જો. હું નો’તો કે’તો ? જો તારો ગોવંદો, એ હાથ ચસકાવે છે ને ? ફોડ આંખો મારો જીવ લેતી’તી, તે તારા આ ગોવંદાને કે’ હવે.’

પ્રબળ આઘાતથી ડોશી પ્રથમ તો જડ પથ્થર જેવી બની ગઈ. મોંએથી કશું જ બોલી શકી નહિ. ઊભી હતી ત્યાં પગ જડાઈ ગયા. ગોવિંદ ડોશીને જોઈ ક્ષણભર દારૂ પીતો અટકી ગયો, પણ પાછો આંખો સજ્જડ મીંચી પીવા લાગ્યો.

ઉમરાએ પુત્રની પીઠ થાબડી, 'હા! હવે મારો દીકરો. ખરો ગોવંદો ! મારો દીકરો.'

ગોવિંદો બેધ્યાનપણે દારૂ પી ગયો.

પેલો અત્યાર સુધી નિશ્ચેષ્ટ પડેલો બળદ પીડાતો હોય એમ ઊંહકારા કરવા લાગ્યો. અચાનક ડોશીનો લાડકો, પુત્રનો નામેરી ગોવિંદ બળદ, તાણ આવતી હોય એમ પગ ખેંચવા માંડ્યો. થોડી વારમાં બળપૂર્વક ઉછાળો મારી બળદે શરીર ઢાળી દીધું. તાણ શમી ગઈ, ડોશી બેબાકળી નજીક ધસી આવી. બળદના પ્રાણ ઊડી ગયા હતા.

અમથી ડોસી ડૂસકાં ખાતી બોલી, 'કોઈ દોડો રે! મારો ગોવંદો મરી ગયો.'

છાતી ઉપર હાથ ઠોકી, હોચા વળતી જીભે ગોવિંદે કહ્યું, "લે, કુહાડજીભી કહે છે, ગોવંદો મરી ગયો. એ...તારો ગોવંદો તો આ રીયો તારી છાતી આગળ, જીવતો જાગતો.'

વાર્તા દસમી :

ઝવેરાતના વેપારી હેમચંદ શેઠના પુત્ર મણિલાલની નાની દીકરી જાસૂદને હું એમના વાલકેશ્વરના બંગલે ભણાવવા જતો, ત્યારે શરૂઆતની પંદરેક મિનીટ મારે શેઠની સાથે વાતોમાં ગાળવી પડતી. પાંચ વાગે શેઠ પેઢી ઉપરથી બંગલે આવી જતા અને હું સાડા છએ પહોંચું તે વખતે જમી પરવારી છાપું વાંચતા બેઠા જ હોય. છાપું વાચનાર સહુને આ દુનિયાની રંગરંગીલી ઘટમાળ વિશે કહેવાનું દિલ થઇ આવે છે, અને સાંભળનાર આર્થિક રીતે ઋણી હોય, તો જે અનેક અધકચરા મંતવ્યોનો ઉભરો ઊડે તે સહન કરવો પડે. મુંબઇ જેવી માતબર નગરીમાં બેચાર ટયુશનો કરી પૂરું કરતો હોઉં. છતાં હું ભણેલો એટલે એક આનડી ખરચી બોરીબંદરની ભૂખે મરતી ડોશીમાના આંસુ લૂંછતો જ હોઇશ એમ શેઠશ્રી હેમચંદભાઇ માની લેતા, અને છાપાની ઝીણામાં ઝીણી વિગત ઉપર મારી સાથે ચર્ચા ચલાવતા.

સાધારણ રીતે મને જ્ઞાનતંતુ નિર્બળ થયેલા હોય એવા વૃદ્ધો સાથે ચર્ચામાં ઊતરવું ગમતું નથી, એટલે એમને હાથ જોડી સવિનય જુદો રસ્તો પકડવાનું પસંદ કરું છું. આ લોકોને લાગે કે હું જરા સુધરેલો જુવાનીઓ છું, કે જોઇ લો મઝા ! એ સાઠ વર્ષનો બુઢ્ઢો પણ ભરજોબનવંતો બની, 'માનો ન માનો ભાઇ, પણ વિચારોમાં તો હું આજકાલના જુવાનનેય વટાવી જાઉં હોં,' કહી ભારે મોટી મોટી વાતો કરવા લાગવાનો ! આવો દંભ મને નથી ગમતો. આગળપડતા વિચારો ધરાવવા, એ કરતાં સાચા વિચારો ધરાવવા એ વધારે સારું કહેવાય; એટલે શેઠ

આગળપડતા સુધારક વિચારક ——————— ત્રીજી પેઢીએ

થઇ જતા, ત્યારે મને કાન પર હાથ દાબી દેવા મન થતું. એક જ દાખલો આપું. ધારાસભામાં સ્ત્રીઓને માટે 'છૂટાછેડા'નું બિલ ઊડી ગયું હતું, કારણ કે બાલ્યાવસ્થામાં પિતા, યૌવનમાં પતિ અને વાર્ધક્યમાં પુત્રની છત્રછાયા તળે જીવવાનો મોહ ન તજી શકતી આર્ય-ઓના કંઠમાં હજી મુક્તિનું રણગીત ગુંજતું નહોતું તેમજ પુરુષવર્ગને એની સ્થૂલ વૃત્તિઓની તૃપ્તિને ધ્યાનમાં રાખીને રચાયેલું સમાજતંત્ર છિન્નભિન્ન થવા દેવું પાલવે તેમ નહોતું. આ બિલ ઊડી જવા વિશે શેઠે દિલગિરી જાહેર કરી ત્યારે મને આશ્ચર્ય થયું. લાંબી ચર્ચા બાદ એમના આ સુધારક વિચાર તળે છુપાયેલું રહસ્ય હું પામી ગયો. એમણે કહ્યું, 'ભાઇ આજકાલની બૈરીઓ જેની તેની સાથે પ્રેમમાં પડી જાય છે. ને પછી બીજે રસ્તો ન મળતાં ધણીનો કાંટો કાઢી નાખે છે. આમ કમોતે મરવામાંથી તો બચીએ આવી સડવગ હોય તો. જિંદગીને થીંગડાં દઇને પણ સાચવવાની મનોવૃત્તિએ શેઠની સુધારક વૃત્તિને વેગ આપ્યો હતો તે જોઇ હું આગળ ચર્ચા કરતો અટકી ગયો.

આ અસહિષ્ણુતા યૌવનની ઉચ્છૃંખલતાને આભારી હતી એમ કોઈ કહેતું હોય, તો હું ભારપૂર્વક ના પાડવા માગું છું. કેમકે જ્યારે જ્યારે હેમચંદ શેઠ એમના ભૂતકાલીન રસપ્રદેશમાં ડૂબકી મારી જતા, ત્યારે હું રસપૂર્વક એમની વાત સાંભળતો. સાઠપાંસઠ વર્ષના ઊંડાણમાં પડેલાં અનુભવમોતી વીણતાં એ મને આણંદ થતો. અઢારમી સદીના ઈંગ્લંડના ઔદ્યોગિક વિકાસને આધારે ગુજરાતના મિલઉદ્યોગના વિકાસને સમજવા પ્રયત્ન કરીએ, ત્યારે જ ત્યાંના જેરેમી બેન્થામ જેવા આપણા કોઈ 'માકા શેઠ'નું મૂલ્યાંકન આપણે કરી શકીએ, એ વાત મારા લક્ષ્યબહાર નહોતી જ. હેમચંદ શેઠ જેવા સાહસિક ઉદ્યોગપતિના અનુભવોને હું તુચ્છ નહોતો માનતો. એ અનુભવોની ગંભીર વાણી સાંભળવા હું હંમેશ તત્પર હતો.

આ રીતે ગયા રવિવારનો દિવસ મારે માટે સારો નીવડ્યો; કેમકે હેમચંદ શેઠે છાપાની નહિ, પણ પોતાની સંસારઘટના પર દષ્ટિપાત કરવા મને નિમંત્રણ આપ્યું. એન્ટવર્પથી એમના મોટા પુત્ર મણિલાલનો તાર હતો, કે એ નામદારની સવારી ટૂંક સમયમાં દેશ તરફ આવી પહોંચવાની હતી, અને તેથી પિતાશ્રીએ વાલકેશ્વર ઉપર એક જુદો બંગલો ભાડે લઇ રાખવો—કુટુંબકબિલા સાથે રહેવું ફાવે તેમ નહોતું. મોટર લઇ રાખવી, અને ઘરમાં જોઈતી સાધનસામગ્રી પણ વસાવી દેવી. આ બધું થઈ જાય એટલે મણિભાઈ શેઠને તાર કરવાનો કે જેથી એઓશ્રી દેશમાં આવવા નીકળી શકે!

મણિલાલ શેઠ સાહસિક હતા, અને પરદેશમાં મોટી પેઢી જમાવવામાં સફળ થયા હતા. પશ્ચિમનો પવન ખાધેલો, એટલે વેપારમાંયે યુરોપિયન પ્રથા, નિયમિતતા, ચોકસાઇ જાળવતા થઈ ગયેલા. એની અસર જીવન ઉપર થાય જ. પછી એમને દેશમાં પણ જુદો મોટર, જુદું ઘર, જોઇએ એમાં નવાઇ નહોતી. પણ આ બધું હેમચંદભાઇને તો કડવા ઘૂંટડા જેવું હતું. તાર વાંચી સંભળાવ્યા પછી હેમચંદ શેઠ બોલ્યા 'મણિભાઇ આમ રાજા માણસ જેમ મોટરો દોડાવે, તેની હું કંઈ ના નથી કહેતો, માસ્તર. એ કમાય છે, અને એ ખર્ચે છે. એમાં મારે વચ્ચે આવવું શા માટે પડે? મેં તો બધી સગવડ કરવા કહી દીધું છે. ને એને તારથી ખબર પણ આપી દીધી છે, કે જ્યારે આવવું હોય ત્યારે ખુશીથી આવે. પણ માસ્તર! આ બધાનું પરિણામ શું આવશે એની ચિંતા જરા આ ઉમરે વિશેષ થાય.'

મેં કહ્યું, 'મણિભાઈની કમાણી તો સારી છે. ખરુંને શેઠ?'

'એની હું ના નથી પાડતો,' હેમચંદ શેઠે એમનાં ચિંતાપૂર્ણ નેત્રો મારા તરફ વાળતાં કહ્યું, 'બાહોશ છે, સારું કમાય છે. પણ જે મારા બાપે, ને મેં કર્યું, એ એનાથી નહિ થાય.'

આગળ સાંભળવાની ઉત્સુકતા જન્મી, એટલે હું શેઠની તરફ જિજ્ઞાસુભાવે જોઇ રહ્યો. રૂપેરી વાળ પર હાથ ફેરવતા હેમચંદ શેઠના હોઠ પર દિલગીરીનું આછું સ્મિત પથરાયું. એ બોલ્યા, 'વખત હોય તો નાની એવી વાત કહું. લાગશે સાવ સામાન્ય પણ ધ્યાન આપવા જેવી છે.'

'આજે ક્યાં મોડા થવાનો ડર છે ? રવિવાર છે,' મેં જવાબ આપ્યો.

'લો સાંભળો ત્યારે,' શેઠે વાત શરૂ કરી. 'મારા બાપનું નામ મૂળચંદ શેઠ. ગામડાગામના રહેવાસી, ઘરમાં દોરી લોટા વિના બીજું કંઈજ નહિ. ઘરનું ઘર હતું, તે બાપે મૂકેલા દેવા પેટે ગયું. કંઇ રહ્યું નહિ પાસે. ખાવાનાયે સાંસા પડવા લાગ્યા. બે જણનાં પેટ ભરવાનાં, મારી માનું અને મારું. મને એ વખતે પાંચ વરસ થયેલાં, સગાંવહાલાં તો સુખમાં દુઃખમાં કોઇ નહિ; તે બાપાને કોઇ આંગણુંયે તેડતું નહોતું. અંતે કંટાળીને અમને અમારે મોસાળ રવાના કર્યાં, બાના દાગીના હતા તે વેચી, પાંચ પૈસા ગાંઠે બાંધી બાપાએ બિચારે બળતે હૃદયે બાપદાદાનું ગામ છોડ્યું, મનમાં નિશ્ચય હશે, કે ફરી આ સગાંવહાલાંનાં મો જોવાં નથી.

ત્યાંથી પગરસ્તે આવ્યા અમદાવાદ. ફાંફા માર્યાં પણ ક્યાંય કોઠું બાઝયું નહિ. એવામાં સદ્‌ભાગ્યે અમદાવાદના કસ્તુરચંદ શેઠે પાલીતાણાની જાત્રાનો સંઘ કાઢ્યો હતો, તેમાં જોડાયા. મારગમાં તનમનથી ખડેપગે સંઘની સેવા કરી; તે શેઠની નજરમાં આવી ગયા. કસ્તુરચંદ શેઠને પણ થયું, કે ના વાણિયો લાગે છે તો સેવાભાવી, ને કહ્યાગરો.

શત્રુંજયની જાત્રા કરી સૌ સાથે ભાવનગર આવ્યાં. ત્યાં દરિયો જોઇ બાપાનું દિલ ચળ્યું, કે લાવ સૂરત જાઉં. મળી રે'શે પેટજોગું. પાઘડી ઉતારી શેઠને બધી વાત કરી. જાત્રાનું પુણ્ય તે શેઠે સામું

જોયું. સૂરતમાં એમની મોટી પેઢી હતી. ત્યાંના મુનીમ ઉપર ભલામણચિઠ્ઠી લખી આપી. વાટખરચી બંધાવી. બાપાએ સૂરત જવા વહાણમાં ઝુકાવ્યું. નસીબઆડું પાંદડું છેને, માસ્તર?'

મારા ધંધામાં તો નસીબ આગળ સદાકાળ પાંદડું જ રહે છે એવા પરમસત્યનો સાક્ષાત્કાર કરી અનુભવવૃદ્ધ થયેલો એવો હું, મનમાં હસ્યો; પણ દુન્યવી વૈભવની ક્ષણિકતાનો વિચાર કરી મારાયે નસીબ આગળ પડેલું પાંદડું ફરે તો સારું, એવા મોહનો ત્યાગ કરી, મેં કહ્યું, 'સાચી વાત છે શેઠ.'

'સૂરત આવી શેઠની પેઢીમાં કામે વળગ્યા. એક વરસમાં તો ધંધાની કળ હાથમાં આવી ગઇ; ને ગામમાંયે મૂળચંદ શેઠની સાખ જામી ગઇ. મોટા શેઠે જાણ્યું કે મૂળચંદ સ્વતંત્ર પેઢી કાઢશે, કે તરત એમને ભાગીદારીમાં લઈ લીધા. પાંચે વરસે જ્યારે જોયું કે હવે પ્રભુની મહેર છે, ત્યારે ધંધામાંથી આંખ ઊંચી કરી. અમને મારે ગોસાળાથી બોલાવી લીધા. ધીરધારનો ધંધો કરી ગામડું લૂંટતા મારા બે મામાઓને પણ બોલાવી, ધંધે વળગાડયા. મારા મોટકાકાને બોલાવવા વિચાર કર્યો. બા કહે, 'ના, એ અહીં નહિ. આપણે માઠે વખતે પડતા પર પાટુ મેલ્યું'તું.' બાપા કહે, 'ખરાબની સાથે ખરાબ ન થવાય. ગમે તેવા તોય આપણા અંગનાં કહેવાય. આપણું બૂરું કરે, એનુંયે સારું કરીએ, ત્યારે આપણે ખરા માણસ, નહિ તો ગમાર.' અન્તે એમનેયે બોલાવી ધંધે ચડાવ્યા. જે ગામ બળતે હૈયે છોડયું હતું. તે ગામ બેચારવાર જઈ આવ્યાં. મોટાં ઘર કર્યાં. મારા લગન વખતે ખૂબ જ ખરચ કર્યું ને વાહવાહ બોલાવી. સગાંસંબંધીના લગભગ સવાસો જેટલા માણસોને સૂરતની પેઢીમાં આડાઅવળા ગોઠવી દીધા સહુ ખાયપીએ અમારે રસોડે, અમારા મકાનમાં, ને દા'ડે પેઢીએ જઇ વેપારમાં ધ્યાન આપે. પૈસાએ ખરચ માથે નહિ, જાય ત્યારે હિસાબ કરી ચોખ્ખો પગાર લઇ દેશમાં જાય.

આમ બાપાએ તો બુરું કરનારનુંયે ભલું કર્યું. એમની જગાએ મારો મણિલાલ હોય, તો સામું જુવે ખરો કે ?'

મેં નકાર સૂચવવા શિર હલાવ્યું. અત્યારનું જનમાનસ કઠોર વાક્યપ્રહાર પણ ઝીલવા અસમર્થ એવું કોમળ બનતું જાય છે, એની ના પાડી શકાય તેમ નથી. શેઠે સામું જોયું હોત, એટલુંજ નહિ, પણ વધુમાં, એમના પુત્રને કોઈ બંગાળી કન્યા સાથે પરણવા રજા આપી, જ્ઞાતિની એકાદ છોકરીના ભાગ્યસિતારાને એમના ઘરની પુત્રવધૂ બનીને ચમકતો અટકાવી જ્ઞાતિજનોને આઘાત પમાડી મનમાં ખુશી થયા હોત. કે એમની પુત્રીના બોબ્ડ વાળ રખાવી જ્ઞાતિના યુવકોની આશા છુંદવામાં અનેરો આનંદ પામતા હોત ! મેં કહ્યું, 'એ અત્યારના લોકોથી ન થાય, હેમચંદભાઈ.'

'ક્યાંથી થાય ?' શેઠના સ્વરમાં ઠપકાનો રણકો હતો. 'હળાહળ પીવાની હિંમત હોય તોને ? કડવા ઘુંટડા ગળે ઊતરે ક્યાંથી ? સાચું બોલાવો તો અમારા જેવો સ્વજનનો, ને સ્વદેશનો પ્રેમ તમારાંમાં છે જ ક્યાં ? કોઇએ કડવું વેણ કાઢ્યું, તો કહેશો એનું મોં બાળ; ને બાપદાદાની ધરતીએ જાકારો દીધો, તો કહેશો કે બીજે રળી ખાઈશું ! અંતરનો પ્રેમજ ન મળે. હોય, કાળ કાળનું કામ કરે છે.' કહેતાં શેઠે દીર્ઘનિશ્વાસ નાખ્યો. 'ચાલો હવે આગળ. મારી ઉંમર બારેક વર્ષની થઇ હશે, ત્યાં બાપાએ મારે માટે વેપારનું ક્ષેત્ર વિચારવા માંડ્યું. એમની નજર મુંબઈ બંદર પર પડી; અને મને એમના ઓળખીતા શેઠ હકમચંદની ઝવેરાતની દુકાનમાં કામ શીખવા દાખલ કર્યો. બાને હું આટલે દૂર જાઉં તે ગમતું નહોતું, પણ બાપાના નિશ્ચય પાસે કંઇ ચાલે તેમ નહોતું. ભવિષ્યમાં આ બંદર, અને આ વેપાર જામશેજ એવી એમની દીર્ઘદષ્ટિ હતી. મને આ ધંધામાં ફાવટ આવી ગઇ ને ટૂંક સમયમાં મુડી રોકી સ્વતંત્ર વેપાર શરૂ

કર્યો. 'હેમચંદ મૂળચંદની કુંપનીં'ની કલકત્તા, રંગુન, મુંબઈ, કોલંબોમાં શાખાઓ નાખી ને ઝવેરાતના વેપારમાં આબરૂ જામી ગઇ.

'માસ્તર આટઆટલી કમાણી હતી પણ રહેવાનું'તો વેમિંગ્ટન રોડ પર એક જૂના માળામાં ને બજારમાં જતો ચાલીને. ઘરનું ભાડું સવાસો આપતો, પણ રહેનારા હતા પચાસ માણસ. દેશમાંથી ઘર પૂછતું કોઈ પણ આવે, તે રહે આપણે ત્યાં, ને ધંધો રોજગાર શીખે. જાણે પોતાના કુટુંબમાં રહેતા હોય, એમ સંપી જંપીને સૌ રહે. ઊંધું ઘાલીને કમાવામાં જ ધ્યાન રાખે, ને સારો પ્રસંગ આવ્યે દેશમાં જાય; તમારી જેમ જ્યાં હોય ત્યાં પ્રસંગ ન ઊકેલ.'

'કેમ?' મેં હસીને પુછ્યું, 'એમાં ખોટું શું કહેવાય?'

'ખોટું કંઇ ન કહેવાય, માસ્તર. પણ પ્રસંગે જઇએ, ને પાંચ દસ હજાર રૂપીઆ આપણા ગામડામાં વેરીએ તો અત્યારે છે એવો ભૂખમરો ન આવે, ને ગામડાં તૂટતાં જાય છે, તે ન તૂટે. કંઈક સમૃદ્ધિ સચવાય, એતો ખરૂં કે નહિ!'

'ના પડાય એમ નથી, શેઠ' હસીને કબૂલ કરતાં મેં કહ્યું.

'હવે એક બીજી વાત પર જરા ધ્યાન આપજો. મારો વેપાર ધમધોકાર ચાલતો હતો, પણ મને એકવાર જરા કુમતિ સૂઝી; ને સટ્ટામાં ઝંપલાવ્યું. જરા ફાવટ આવી, એટલે બમણા જોરથી ઝંપલાવ્યું. પરિણામ એ આવ્યું, કે ત્રીસ લાખની ખોટમાં ફસાઇ ગયો. હવે શું થાય? બજારમાં આબરૂ સાચવ્યા વિના છુટકો નહતો, પણ આટલી મોટી રકમ કયે ઝાડેથી લાવવી? ખૂબ ખૂબ વિચાર કર્યાં. પણ પત્તો ખાધો નહિ. મણિલાલની બા જમવા બોલાવતાં આવ્યાં એટલે જમવા બેઠો તો ખરો, પણ ગળે કોળીઓ ઊતરે નહિ. એ સમજી ગઇ કે નક્કી કાંઈ આફત આવી છે. સમ દઇને વાત પૂછી, તે કહેવું પડયું. એ વખતે તો કંઈ બોલ્યા નહિ, પણ રાતે પોતાનાં અને વહુદીકરીઓમાં ઘરેણાં ભેગાં કરીને કહે, 'લ્યો આ વેચીને દેવું

ચૂકવી આવો. આબરૂ ગયે ભૂંડા લાગશું, એટલા આ ઘરેણાં નહિ પહેરીએ તો નહિ લાગીયે.' માસ્તર, લાખ ટકાની આબરૂ સચવાઈ, ને કુળ માથેથી કલંક ટળી ગયું. હવે તમે જરા વિચાર કરો. મારા મણિભાઈ માથે આવી આફત આવે, તો એની શી દશા થાય એ જાણો છો?'

'શું થાય?' મેં હસીને પૂછ્યું.

'કબાટમાંથી વહુરાણી સાડી પોલકાના ઢગલા કરે. સોનાને બદલે તો હવે કપડામાં લખલૂટ પૈસા ખરચાય છે. આફતના વખતે એની પાઇયે ન ઊપજે હોં માસ્તર. હવે જરા આગળ ચાલો; ને મૂળચંદશેઠની ત્રીજી પેઢીનો વિચાર કરો. મણિભાઇએ વિલાયતમાં દુકાન નાખી વેપાર વધાર્યો, પણ મેં કહ્યું કે ભાઈ જરા બેચાર જણાને ધંધાની સમજ પાડી હોય તો ભવિષ્યમાં મદદમાં આવે, તો ચોકખી ના પાડીને ઊભો રહ્યો. કહે કે એ લોકો ધંધો જાણીને પછી આપણી સામેજ હરિફાઇમાં ઊતરે છે. આ વાત ખોટી નથી, પણ સૌને પ્રભુ એના પેટ પૂરતું આપી રહે છે. હરિફાઇમાં ઊતરે તોયે શું? પણ મણિભાઈના મગજમાં આ વાત ન ઊતરી. વિલાયતમાં રહ્યા એટલે કમાણીનો પોણો ભાગ પરદેશની ભૂમિપર ખરચાય; એમાં અહીંના કોઇને શો ફાયદો? કુટુંબમાં રહેવું ફાવે નહિ, એટલે દૂર રહે, ને દિવસે દિવસે જીવ પણ દૂર થતો જાય. મણિભાઈની દીકરીના લગન લેવા હતા, તેમાંયે એ હઠ લઇ બેઠા, કે મારે તો બસ મુંબઇમાંજ લગ્ન ઊકેલવા છે. આપણે તો બોલવુંજ મૂકી દીધું છે. કહ્યું, 'ઠીક ભાઇ જેવી તમારી ગરજી.' ક્યાં હવે લાંબુ જીવવું હતું, કે દુઃખ જોવાનું છે? જીવ માયામાં વળગ્યો રહ્યો છે, તે એમ થાય કે આ બધું શું થવા બેઠું છે! પાછળ થશે શું?'

વેદનાને વાણીદ્વારા વ્યક્ત કરી, હૈયાનો ભાર ઊતારી રહેલા હેમચંદ શેઠે હાથમાં પકડી રાખેલો, આ સર્વ લાગણીપ્રવાહના

કારણરૂપ બનેલો તાર હેઠે નાખી દીધો, અને ઊંડો નિઃશ્વાસ નાખ્યો. એમના દુઃખમાં સમભાગી થવા મેં પણ ધીરે, સહાનુભૂતિપૂર્ણ કહ્યું, 'હોય એતો શેઠ, આતો તમારી ત્રીજી પેઢીએ કુળ તરી જાય, એવી કહેવત છેને.'

'તરે નહિ, તો ડૂબી જાય તો ખરું જ.' કહી એમણે કપાળે હાથ ફેરવ્યો.

એમનો વિષાદ મ્હને સ્પર્શે અને મ્હારી રવિવારની સ્હાંજ દુઃખમય ન બનાવી દે એવી ઇચ્છાને વશ થઇ, મેં જાસૂદને બૂમ મારી બોલાવી, અને એને લઈ બીજા ઓરડામાં ભણાવવા બેસી ગયો છતાંયે નફાતોટાનો એક દાખલો શીખવતાં મ્હારું મન જિંદગીના હિસાબના આંકડા માંડી રહ્યું; અને જોયું તો પરિસ્થિતિ અત્યંત નિરાશાજનક હતી. તોટોજ વધતો જતો હતો !

વાર્તા અગીયારમી :

સુખરામ પંડ્યાના નરભેશંકરની વહુ નર્મદાએ પરિણીત જીવનની ઘાણીએ જોડાઈ, જડતાપ્રેમી વ્યવહારુઓની સલાહ તરછોડી, ઉત્પાતપૂર્ણ જીવન જીવી આખા ગામની જીભે વગોવાવાનું પ્રિય ગણ્યું હતું. છતાં આટલું તો ખાતરીપૂર્વક કહી શકાય કે એમાં એનો કશો હેતુ નહોતો. 'હેતુ' જેવું સમજવાની શકિત હોય એમ એના અબુધ સંસ્કારહીન વદન પરથી લાગતું નહિ. એના વદન પર સદૈવ છવાયેલી રહેતી અપૂર્વ જડતા એના કાર્ય પાછળ રહેલી હેતુશૂન્યતા સૂચવતી. નર્મદા બાલ્યાવસ્થામાં દઢ પડી ગયેલા સંસ્કારને પરિણામે વર્તમાન પરિસ્થિતિને અનૂકૂળ બની શકતી નહોતી, એવું સ્પષ્ટ જણાઇ આવતું.

કોઇ માનસશાસ્ત્રી નર્મદા માટે કદાચ આમ કહે, 'નર્મદાની વિચારશક્તિ આડે ત્રાસની દીવાલ છે જન્મથી એ બિચારીને બીજાના હુકમે જીવવાનું અને ત્રાસથી ફડફડી ઊઠવાનું હતું. આ માનસિક પરિતાપ દસેક વર્ષના લાંબા ગાળા સુધી ચાલવાથી એનું મગજ શૂન્યતા, જડતા અનુભવી રહ્યું છે. પ્રયત્ને પણ આ છોકરી એની ટેવો છોડી સંસારમાં મન પરોવે એમ લાગતું નથી.'

પણ જીવનમાં કોઇ કોઇનો માનસશાસ્ત્રની દૃષ્ટિએ ઓછો જ વિચાર કરવાના કે સહાનુભૂતિ દર્શાવવાના? સુખરામ પંડ્યા પુત્રવધૂનો એ રીતે વિચાર કરી વખત ખાખરાની ખિસકોલી

ગુમાવે એ કરતાં 'ઢોર, ગમાર'ના વર્ગમાં મૂકી તાડનની અધિકારિણી બનાવે તે કેટલું સહેલું ?

*

નર્મદાનો ત્રાસ પણ કંઇ ઓછો નહોતો. પંડ્યાજીની ઝોળીમાં ચાર દિવસ ચાલે એટલો લોટ હોય, છતાં નર્મદ પાડોશીને ઘેર ચપટીક લોટ લેવા દોડી જતી. આજની ભાખરી જીવ જેમ સાચવી ત્રીજે દિવસે ખાવામાં એને મઝા પડતી. સારું ઓઢવાનું દૂર ફંગોળી, ત્રણ હાથની જરીપુરાણી ચૂંદડી વીંટતાં એને શરમ આવતી નહિ. પંડ્યા યજમાનમાં ભટકી દહીંથરાં સુંવાળી લાવતા, તે નર્મદા પટારામાં સંતાડી તાળું લગાવી કૂંચી ડોકે રાખતી, અને બધું ગંધાઈ ઊઠે ત્યારે પંડ્યાની બીકે બહાર ઉકરડે નાખતી. પંડ્યા બિચારા વઢતા, લાકડી લઇ ઝૂડી નાખવા પુત્રને ઉશ્કેરતા. પણ બધું પથ્થર પર પાણી સમાન હતું. સખત માર ખાઈને અણસમજણી જેમ દાંત દેખાડતી નર્મદા સુધરે એ સસલાના શીંગડાનું વહાણ બનાવવા જેવું હતું. થાકીને પંડ્યા કહેતા, 'શું થાય બાપ ! દવ પેટાવ્યો, તે દાઝયા વિના કંઈ ચાલવાનું છે ? રખડતી રઝળતી ભૂંડણ ઘર માંડે તે કંઇ ગંદું કર્યા વિના રહેવાની હતી ? ભોગ મારા કે મુંડકીને ઘરમાં ઘાલી–નરબો પરણ્યા વિના મરી જતો હતો તે.'

અવળપંથી નર્મદાના સ્વભાવમાં રહેલી આ અવળચંડાઈ માટે એના ભૂતકાળમાં ડોકિયું કરવું ઠીક પડશે. નિષ્ફળ ગયેલા પાક માટે ધા નાખતી ધરતી નિહાળી જેમ મેઘરાજાની અવકૃપાનું ભાન થાય, તેમ નર્મદાના અંતરપટમાં ઊગેલા ઊર્મિકુસુમોને જળી ગયેલાં જોઈ એના કરાલ ભૂતકાળનું સ્મરણ આવે, તે સ્વાભાવિક છે. એનું જડ અને સંસારની પરિસ્થિતિને અનુરૂપ ન થતું માનસ એના બાલ્યજીવનની ચોપાસ વીંટળાયેલા દુઃખદ અને કઠોર પ્રસંગ-સર્પોના ભરડાને આભારી હતું. બાર વર્ષ સુધી એક જ પ્રકારના જડ, સખત, હીન અને ત્રાસપૂર્ણ વાતાવરણમાં ઊછરેલી નર્મદાને

બીજું બધું જ અપરિચિત લાગતું, અને અપરિચિત માટે જ ભયંકર એમ માની એ દૂર દૂર ડરતી ભરાઈ જતી. એને મન એનું આળોચિયું જ સાચું હતું, એમાં જ એના જીવનની વિશિષ્ટતાઓ જળવાતી જણાતી. બીજે બધે એને અસહ્ય વાતાવરણ ઘેરી વળી ગૂંગળાવી દેતું લાગતું સુખરામ પંડ્યા એને સુધારવાના કાર્યમાં પડતા કે તરત જ એ નવીન વ્યાપાર સામે નર્મદા જીવ પર આવી સંરક્ષણયુદ્ધ ખેલતી. 'પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય' એ સૂત્રનો પંડ્યાજીને સ્વીકાર કરી લેવો પડ્યો.

દસ વર્ષ પહેલાં મહાદેવની જગ્યાની ધર્મશાળામાં એક પ્રૌઢ બ્રાહ્મણી એની બારેક વર્ષની છોકરીને લઈ ઊતરેલી. દર્શન કરી કોથળીમાંથી ચળકતો રૂપિયો ખડિંગ કરતો નાખ્યો, એટલે મહાદેવના પૂજારી સુખરામ પંડ્યા બ્રાહ્મણી પર પ્રસન્ન થયા, રહેવાની સગવડ આપી, અને ગામમાં બાઈને વિશે સુવાયકા ફેલાવવા માંડી.

બ્રાહ્મણીનો કંઠ મધુર હતો. એનાં ભજનિયાં સહુને મુગ્ધ કરતાં. આચારવિચાર પણ ઊંચી પંકિતના વિપ્ર કુટુંબને છાજે તેવા લાગતા. ગામલોકો રાત્રે એનાં ભજન સાંભળવા ટોળે વળતાં. બાઈની સુવાસ ફેલાવા માંડી.

છતાં સુખરામ પંડ્યા એમના નિકટ સહવાસને લીધે બ્રાહ્મણીના જીવનની કાળી બાજુથી પરિચિત થયા. બહારથી પ્રેમાળ લાગતી આ સ્ત્રી એની પોતાની જ—કે પછી પાલક—પુત્રી નર્મદાને જોતાં જ કંઈક ચીડ અનુભવતી કહ્યું કામ ન કરતી, તો નર્મદાના વાંસામાં ધૂણીમાંથી સળગતું લાકડું લઈ ઘા કરતાં એ અચકાતી નહિ. આખું ગામ ભટકી લોટ માગી, આ છોકરી એને જમાડતી, છતાં એને માટે તેના હૃદયમાં જરા પણ લાગણી જણાતી નહિ.

આની અસર નર્મદા પર થતી હોય તેમ સુખરામ મહારાજને લાગ્યું નહિ. માર ખાઈને છોકરી પાછી પોતાની ધૂનમાં મચી જતી.

બોલવાનું તો શીખી ન હતી; એટલે મૂંગી જ રહેતી. માત્ર 'હ'-ની બારાક્ષરીમાંથી હા હી હું હો હં ઉચ્ચારી શકતી. બ્રાહ્મણીની નિર્દયતાથી ક્યારેક પંડ્યાને પણ એ અક્ષર કહેવાનું મન થતું. પણ આપણી હિંદીઓની ખસિયત મુજબ 'એસ જીવ તારે શું, સૌનાં કર્યાં સૌ ભોગવે' એમ બબડી શાન્ત રહેતા.

એક વાર એક મહત્ત્વનો પ્રસંગ બની ગયો. એ પ્રસંગે પંડ્યાજીને નર્મદા સાથે બહુ નિકટના સંબંધમાં મૂકી દીધા. સવારના નવેક વાગ્યા હશે. પવન પણ ખુશનુમા હતો. સુખરામ પંડ્યા પૂજાપાઠથી પરવારી 'શિવોઽહં શિવોઽહં' કરતા બ્રાહ્મણીની ખબર પૂછવા આવ્યા.

બ્રાહ્મણી એક ચટાઈ પર ગોદડું ઓઢી ટૂંટિયું વાળી પડી હતી. પંડ્યાએ છીંકણીની ચપટી સૂંઘી મોટી છીંક ખાધી અને પૂછ્યું. 'કેમ, તબિયત સારી નથી કે શું?' બ્રાહ્મણીએ ગોદડું ખસેડી મોં બહાર કાઢી જવાબ આપ્યો, 'તાવ ગઈ રાતના ચડ્યો છે.'

'નરબદી ક્યાં મૂઈ?'

'ગામમાં લોટ માગવા ગઈ હશે. ન ગઈ હોત તો ચાલત, ગઈ કાલે ઘણો લોટ લાવી હતી; પણ મૂઈને સંઘરવાની ટેવ. ધાનમાં કીડા પડે ત્યારે સાફ કરીને ખાય, ને તાજું ભરી મૂકે.'

'એ તો ભારે ખરાબ.'

'ખરું રતો' બ્રાહ્મણીએ નિસાસો નાખ્યો, 'માએ કર્યું એમ દીકરી કરે. માગી માગીને પેટ ભરનારા કાલ કેવી જશે એ ત્રાસથી ફફડતા રહે, એટલે ભેગું કરવાની ટેવ પડી જાય ને.'

પંડ્યાએ આંખ ઝીણી કરી, 'પણ તમારે ક્યાં એમાંનું કંઈ હતું? આ તો ઠીક છે, બાકી તમે તો સુખે ઘેર બેઠાં રોટલા ખાઈ શકો.'

બ્રાહ્મણી ફિક્કું હસી: 'વાત તો સાચી, પંડ્યાજી! પણ હવે ઠરીને બેસવા જેવું છે? મનને એક વાસના છે કે આ છોકરીને કોઈ સુપાત્ર બ્રાહ્મણ સાથે પરણાવી દઉં ને પછી નિરાંતે કાશીવાસ કરું. પાસે જે બેચાર હજાર છે તે આપતી જાઉં, કે વરકન્યા સુખી થાય.'

સુખરામ પંડ્યાની આંખ પહોળી થઈ અને સાથે મોં પણ ખુલી ગયું. બેચાર હજાર! ત્રણ પેઢીથી રુદ્રી પઢતા અને માળા ફેરવતા એના પૂર્વજોએ. પરસેવો રેલાવ્યો હતો, પણ હજારનું તો મોંય દીઠું ન હતું. ત્યારે આ બ્રાહ્મણી પાસે બેચાર હજારનો જીવ! પંડ્યાજી ડોલી ગયા.

'પણ એવો સુપાત્ર બ્રાહ્મણ ક્યાં મળે?'

'તમારી દયા હોય તો બધું થાય.'

'કોઈ છોકરો મારા ધ્યાનમાંથી નથી આવતો. છે એ બધા તમારી દીકરીનો હાથ ન ઝાલે.'

'ન કેમ ઝાલે હાથ? હું કંઈ બ્રાહ્મણ નથી? હજી તો મહુવામાં મારા સસરાનો ગરાસ છે, સમજ્યા? નાતના પટેલને પૂછી ખાતરી કરજો. મને તો ભાઈ! આ ભક્તિમાં જીવ એટલે આમ ઘર છોડી નીકળી પડી છું.'

'એમ!' પંડ્યાનો જીવ હેઠે બેઠો, 'પણ છોકરો?'

બ્રાહ્મણીએ આંખ મીંચી અને ઉઘાડી, 'છોકરો તો મારા ધ્યાનમાં એક આવે છે, પંડ્યાજી, કહું?'

'કોણ? કોનો દીકરો?' ચાર હજાર રૂપિયા લૂંટાઈ જશે એ વિચાર પંડ્યાને બોલવામાં હાંફળાફાંફળા બનાવતો હતો.

'તમારો નરભેશંકર.'

પંડ્યાજીનું હૈયું હેઠે બેઠું. બ્રાહ્મણીના ધનનો માલિક પોતાના વિના બીજો નહોતો એ વિચારે શાંતિ મળી. વળી આ વાતનો સ્વીકાર અનેક રીતે ઈચ્છનીય હતો. નરભેશંકર પચીસ વર્ષનો થયો છતાં રુદ્રીના શુદ્ધ ઉચ્ચાર કરી શકતો નહિ. સાવ ભોટ અને રખડેલ કુળદીપક હતો. તનમનધનથી નંખાઈ ગયેલા નરભાને નાતમાં કન્યા મળે એ સંભવ પણ ઓછો હતો. અને ત્યાં સુધી ગતપત્નીને સંભારી નિસાસા મૂકતાં રોટલા ટીપી ખાવા પડે એવી સ્થિતિ સુખરામ પંડ્યાની હતી. બ્રાહ્મણીની નર્મદાનું કંઈ કરતાં પણ નરભેશંકર સાથે ગોઠવાઈ જાય, તો પંડ્યાજીને પૈસા, પુત્રવધૂ અને ઘડપણમાં રોટલા ટીપી આપનાર મળે તેમ હતું.

પંડ્યાજીનું મન પલળ્યું. આવતી છીંક નાક દબાવી પ્રયત્નપૂર્વક રોકતા પંડ્યાજી બોલ્યા, 'પણ એ કેમ બને? નાત ચૂંટી ખાય.'

ઓશીકું સરખું કરવાના બહાના તળે બ્રાહ્મણીએ એક નાની સરખી કોથળી પંડ્યાની નજર ન પડે તેમ સરખી ગોઠવી, અને કહ્યું, 'એ બધું મારે માથે. સાંજે તમારા નાતના પટેલ ભજન સાંભળવા આવે છે; એમની રજા લઈ દઉં, પછી કંઈ?'

'તો તો વાંધો ન આવે.'

'ભલે ત્યારે, કરો કંકુના. આ નરબદી આવી, મુઈ છે તો સારા નસીબની,' લોટ માગીને આવેલી ભાવી પુત્રવધૂને નિહાળવા કરતાં, ઓશીકા તળે દબાયેલી કોથળીની કલ્પનામાં વધુ રસ અનુભવતા પંડ્યાજી વિચારમગ્ન ઊભા, 'અહો હો! ચાર હજાર રૂપિયા!'

## ( ૨ )

જેમ લોભિયા પાસે ધુતારા ભૂખે મરતા નથી, તેમ માનતંગા માણુસો પાસે ગરજાઉ ફાવી જાય છે. એવા માણુસોને સહેજ ગળગળા બની 'આપ વિના મારું કોણુ?' એમ કહેવામાં આવે, તો

હજાર સંકટો હોય છતાં કામ ઉકેલી નાખવા એ ઊભા થઈ જાય. ગરીબ બિચારી બ્રાહ્મણીનું કામ ઉકેલવા નાતપટેલ જાતે તૈયાર થઈ ગયા, પરિણામે અત્યંત સહેલાઇથી અને સૌના કુતૂહલ વચ્ચે પંડ્યાજીનો નરભો બ્રાહ્મણીની નર્મદાને પરણી ગયો. ભગવતી જાહ્નવીનાં જળ સહુને પવિત્ર કરે છે, તેમ કયારેક ન્યાતરૂપી ગંધાતું ખાબોચિયું આશ્ચર્યકારક રીતે નાતગંગાનું સ્વરૂપ લઈ પોતામાં વ્યક્તિઓને સમાવી દે છે. નાતમાં ડૂબકી દઇ નર્મદા પવિત્ર બની.

નર્મદા પરણીને સાસરે આવી તે જ રાતે બ્રાહ્મણીએ સૌને પગે પડી કાશી જવા દેવાની રજા માંગી. રોકાવા માટેના સહુના અત્યાગ્રહ છતાં બ્રાહ્મણીની હઠ કાયમ રહી. સહુના વેરાઇ ગયા બાદ સુખરામ પંડ્યાને બાજુએ બોલાવી એણે કહ્યું, 'પંડ્યાજી, ગાંડીઘેલી મારી નરમદીને સાચવજો. પૈસા તો તમને પૂરતા આપ્યા છે. બધા સુખે ખાઓ એમ છે. છોકરી ગમે તેવી, પણ માનો જીવ બળ્યા વિના રહે નહિ. એને અપંગને જાળવશો તો ભગવાન તમને રાજી રાખશે.'

સુખરામે બિચારે ભાવી સુખની આશાથી છલકાતે હૈયે કહ્યું, 'મારે બીજું છે કોણ તે ન સાચવું ? મારા નરભાનું આ ઉંમરે ઘર બંધાણું છે ? મારે તો દીકરાની વહુ વિના ઘરનું બીજું ઢાંકણુ કયાં હતું ?'

સંતોષથી બ્રાહ્મણી તે રાતે કયાંક ઊપડી ગઈ.

પણ સુખરામ મહારાજની આશાનો કિલ્લો બહુ ટકી શકયો નહિ. પુત્રવધૂ ઘરમાં આવી એટલે સુખરામ પંડ્યાએ હરખથી મીઠાં વચનો ઉચ્ચાર્યાં, 'વહુ બેટા, આ બધું તમારું. એ...ને ખાવ પીઓ ને મઝા કરો. આ ઉગમણે ઉનામણો ને પશ્ચિમે પાણિયારું; અને

આ રસોડું. સાચવશો તો તમારું છે ને સારું સચવાશે. સેવા કરશો એટલી ઊગી આવશે.'

પુત્રવધૂએ શિખામણ પણ બરાબર પાળી. બારે માસ કૂવાકાંઠે ડોલ ખેંચી 'હરગંગા ગોદાવરી' નું સ્મરણ કરી નહાવાને ટેવાયેલી નર્મદા ઉનામણાની અગત્ય ક્યાંથી સમજે? પાણિયારામાં બેડાં ગંદાં ઊટકયા વિનાનાં રહેવા લાગ્યાં. પાણી ગાળવાની જરૂર પણ નર્મદાને લાગી નહિ. રસોડામાં પેઠી અને રોટલા ઘડવા બેઠી ઘઉં, બાજરો, ચણાનો લોટ ભેગો બાંધી હાથથી મોટા થાળી જેવડા રોટલા ટીપી ચૂલાને તાપે કાચાકોરા સેકવા બેઠી.

સુખરામ પંડયા 'આજ તો વહુના હાથનું જમશું' એવા હરખથી જમવા બેઠા, પણ થાળીમાં રોટલો આવતાં જ કચવાઈ ઊઠ્યા. જેમતેમ કરી ખાઈને ઊઠ્યા, પણ બપોરે પેટમાં વાઢ ઊપડી, તે વૈદરાજને બોલાવવા પડ્યા. સાંજે વહુરાણીએ ચૂલો જ ચેતાવ્યો નહિ અને થાળીમાં સવારનો સુક્કો રોટલો મૂકયો. સસરાને આ કરકસર અસહ્ય થઈ પડી. નરભેશંકરને બોલાવી કહ્યું, 'નરભા, ખીચડી ઓર, બેટા! આપણા નસીબે તો ચૂલો ફૂંકવાનું જ લખ્યું છે તે કંઈ ટળવાનું છે!' નરભે ખીચડી ઓરી અને પંડ્યાએ ખાધી. નર્મદા એની મોટી આંખો વડે ટગરટગર જોતી બેસી રહી.

અઠવાડિયામાં સુખરામ પંડ્યાને ખાતરી થઈ ગઈ કે પોતે ઘરને આંગણે એક પાપ વહોર્યું છે. અને બ્રાહ્મણીના પૈસા એને પોષવામાં જ જવાના છે. પોતાને વળગેલું ઝોડ આ ગરીબ બ્રાહ્મણને વળગાડી ચતુર બ્રાહ્મણી પલાયન કરી ગઈ હતી એમ એને હવે સમજાઈ ગયું. નરભો બિચારો પત્નીથી ડરતો જ રહેતો અને નજીક આવવાની હિંમત પણ ન કરતો. પોતાને માટે વહુ પસંદ

કરવાની બાપની બુદ્ધિ પર વારી જતો અને મિત્રો આગળ બાપની મશ્કરી સુદ્ધાં કરતો. નર્મદાનો કંઠ મીઠો હતો. પણ ગીત એક જ આવડતું. વાસણ માંજતાં ક્યારેક ગાતી :

રામ રાજા રામ પરજા રામ સાહુકાર હય,
તપો નગરી તપો રાજા ધરમકા અવતાર હય.

પંડયાજી રાડ નાખતા, 'છાની મર સાધુડી,' અને નર્મદા અનંત શાન્તિમાં જાણે ડૂબી જતી. એક દિવસ બ્રાહ્મણની નાત હતી. મરનાર પોતાની પાછળ વિધવા અને આઠ બાળકોનું મોટું કુટુંબ મૂકી ગયો હતો. આર્થિક સ્થિતિ સાવ નબળી, છતાં મરનારે પોતાની પાછળ નાત થાય એવી સંનેપાતમાં વ્યક્ત કરેલી ઇચ્છાએ વિધવાની પતિભક્તિને પાનો ચડાવ્યો; અને ઘરબારડાં પર પૈસા લઇ નાતમાં નોતરાં દીધાં. સુખરામ પંડયા મરનારની ફઇના દીકરા એટલે આગળપડતો ભાગ લીધા વિના ચાલે? નાત જમવા બેઠી, એટલે પંડ્યાજી માથે ધોળી પાઘડી વીંટી, મૂછની ઉપાધિ દૂર થવાથી સરળતાપૂર્વક છીંકણીને ઊર્ધ્વગમન કરાવતા, નાતના પટેલિયા ભેગા પાટે ચડીને બેઠા. ઉપરધારે ઘીનું જમણ હતું એટલે એના મહિમાગાનમાં રસપૂર્વક જોડાયા.

પીરસવું મૂકી એક જુવાન પટેલિયા બેઠા હતા ત્યાં દોડી આવ્યો. નાતના આગેવાન પટેલ ખીમજી ત્રવાડીએ ઝીણી આંખ કરી પૂછ્યું, 'શું છે, દેવશંકર ?'

દેવશંકરે જાણે પોતાનું લૂંટાઇ જતું હોય એવા આત્મીય ભાવથી કહ્યું, 'ખીમજીદાદા, બ્રાહ્મણનું તે શું થવા બેઠું છે ? લાપશીથી લોટા ભરાય છે.'

'કોણ છે ઇ જુખાળવું ?' દાદાનો સ્વર સખ્ત બન્યો.

'મોટો ઘૂમટો તાણ્યો છે તે ક્યાંથી ખબર પડે ?'

'તે પૂછી ન જોઇએ ?'

'એમ કંઇ પુછાતું હશે, દાદા ?'

'ઓહોહો ! કંઈ મોટો શરમવાળો ? આઘો ખસ, હું પૂછું.'

ચોરે બેઠાં બેઠાં 'આછકલાં ઓછાં થાવ, બેટા' કહી ધીંગા-મસ્તી કરતી ચાલી આવતી મસ્ત વહુવારુંઓને વારતા વૃદ્ધ શરમ જેવા ભાવને વશ ન જ થાય. વૃદ્ધાવસ્થા, નાતની પટેલાઇ, સમૃદ્ધ સંસાર એ સૌને પ્રતાપે ખીમજીદાદા પિતાતુલ્ય બન્યા હતા. ડોસા ઊભા થયા. દેવશંકરની સાથે પેલી બાઈ જમતી હતી ત્યાં ગયા, અને પૂછ્યું, 'કોના ઘરનાં છો, વહુ બેટા ?'

જમતાં જમતાં પેલી બાઇએ દેવશંકર સામે મોં ખોલ્યું. દેવ-શંકર ચમકી ગયો; 'દાદા, આ તો સુખરામ પંડયાના નરભાની વહુ.'

ડોસાએ ડોકું ધુણાવ્યું. 'ઇમ, તઈ તો ફરક નહિ, બેટા, ઘરની નાતમાં લોટામાં લાપસી ભરે છે ને, કયાં કોઈ પારકાની નાત હતી.'

ડોસા આટલું બોલી પાછા વળી ગયા. તે રાતે પંગતમાં બેઠેલા સુખરામ પંડ્યાના ભોજનમાં ઝેર ભળી ગયું અને ઘેર આવ્યા બાદ પતિને હાથે ખાધેલા મારથી દુઃખતા શરીરે નર્મદાને આખી રાત ઊંહકારા કરવા પડયા.

બીજો એક અપયશના પોટલા બંધાવે એવો પ્રસંગ પંડ્યા-જીના ભત્રીજાનું લગ્ન હતો. જાન બહારગામ જવાની હતી. નર્મદાને સહુના આગ્રહને વશ થઈ કચવાતે મને સાથે લીધી. એ પહેલાં પોતાના ઘરની આબરૂ સાચવવા પંડ્યાએ લાંબુલચક પ્રવચન કર્યું. પ્રત્યુત્તરમાં નર્મદા અર્થહીન હસી.

ચોરીને દિવસે નર્મદા માથું દુખવાનું બહાનું બતાવી જાની-વાસે પડી રહી. બીજી સવારે વરરાજાની સગી ભાણેજનાં એરીંગની જોડ ગુમ થઇ. સહુ ગભરાઈ ઊઠ્યાં. ભાણી બિચારી મામાના લગ્નમાં

આવી ત્યારે એરીંગ ખોઇ બેઠી. પંડ્યાજી પણ તપાસમાં પડ્યા. સહુના ટ્રૂંકો ઉઘડાવી તપાસ કરવા માંડી, તો નર્મદાની ટ્રંકમાંથી એરીંગ જડી આવ્યાં. પંડ્યાજીના વદન પર કાલિમા છવાઈ ગઈ. જાનમાંથી પાછા વળતાં જ સુખરામ પંડ્યાએ વહુને ઢોર જેમ ઢીબી નાખી. સસરાને પુત્રવધૂ પર હાથ ઉગામવાની અયોગ્યતા વિષે વિચારવું ન સૂઝ્યું.

ચાર મહિના આ જીવતા દોઝખની યાતના સહતાં વીત્યા. પંડ્યાના હાકોટાને લીધે ગામનાં છોકરાં 'નબૂડી ગાંડી' કહી પાછળથી ધૂળઢેફાં ઉરાડતાં નહોતાં એટલુંજ હવે બાકી હતું. પંડ્યાએ પણ 'ગાંડી'ના વર્ગમાં નર્મદાને મૂકી દીધી.

નર્મદા હવે ઘરને એક ખૂણે ગંધાતી ગોદડીમાં પડી રહેતી. સવાર સાંજ પંડ્યાજી લોટ આપે તેમાંથી પોતાને માટે રોટલા ટીપી લેતી. સુખરામ પંડ્યા જ્યારે બહાર જતા ત્યારે સાંકળ ચઢાવીને જતા, કે વહુરાણી ભટકવા ન નીકળે. સખ્તાઈ વધી. ઢોર બંધાતું રહે તેમ નર્મદા બંધાઇને રહી. સામાન્ય રીતે જડ, ભાવહીન એના વદન પર આ સખ્તાઈ અસહ્ય લાગતી હોય તેમ કડવાશની રેખા પથરાતી, પણ તે ઝાઝો કાળ ટકતી નહિ.

૩

સંધ્યા નમતી હતી. પંડ્યાજી મહાદેવને મંદિરે આરતી ઉતારવા નિત્યનિયમ મુજબ ગયા હતા. નરભેશંકરનું તો ઠેકાણું જ ક્યાંથી હોય? બહારની સાંકળ ચડાવવી પંડ્યાજી ભૂલી ગયેલા એટલે નર્મદા ઓટલે આવી બેઠી હતી. પાડોશની કેટલીક નાની છોકરીઓ કુતૂહલપૂર્વક નરભાની ગાંડી વહુને જોતી ઊભી હતી.

એક તોફાની બાળકીએ કાંકરાનો ઘા કર્યો, તે તડ કરતો નર્મદાના વાંસામાં વાગ્યો, પણ નર્મદા અક્ષરે ય બોલી નહિ.

હિંમત વધતાં છોકરીઓ 'એઇ ગાંડી' કહી નજીક આવી ઊભી. એક હિંમતબાજ છોકરી તો 'કેમ નર્મદા માસી, રિસાયાં છો કે?' કહી ખભે હાથ મૂકી ઊભી. બાકીની છોકરીઓએ ચીડવવા પૂરતું ગીત ઉપાડ્યું, સરસ અને બંધ બેસતું–

જળકૂકડી જળકૂકડી, તું શા માટે રિસાણી જો,
ના નહિ બોલું જો.
તારો સસરો મનાવે જો—ના નહિ બોલું જો.
તને કડલાં ઘડાવે જો—ના નહિ બોલું જો.
તારો પરણ્યો મનાવે જો—ના નહિ બોલું જો.

'વોય માડી રે! આ તો વર બોલાવે તો ય ન બોલે!' એક છોકરી મશ્કરીમાં માથું હલાવતી, ગંભીરતા સાચવતી બોલી ઊઠી સૌ ખડખડ હસી પડ્યાં. નર્મદાએ કંટાળો સૂચવવા મોં મચકોડ્યું, એટલે સામેથી બધી છોકરીઓએ ચાળા પાડ્યા. નર્મદા ઊભા થઈ એટલે સૌએ 'ગ ડી ગાંડી' એમ બૂમ મારવા માંડી. નર્મદા ઘરમાં જવા નાઠી, છોકરીઓએ ધૂળકાંકરાની વૃષ્ટિ કરી.

અંધારું છવાતું જતું હતું. ચારે બાજુ ડરતી, નજર કરતી, નર્મદાએ ખૂણામાં પડેલા પાટલા તળેથી પોતાની મેલી પોટકી ખેંચી કાઢી. પરણીને આવી ત્યારે છાનીછપની આ ગાભાની પોટકી એ સાથે લાવી હતી, અને અત્યાર સુધી એનું કાળજીપૂર્વક જતન કર્યું હતું. ઘરનાં બારણાં ઉઘાડાં મૂકી મોટા ઘૂંઘટમાં મોં છુપાવી નર્મદા બહાર નીકળી ગઇ.

થોડેક દૂર ગઇ ત્યાં એનું અત્યંત પ્રિય ભજન 'રામ રાજા રામ પરજા' કાને પડ્યું અને નર્મદાની આંખમાં સાનંદાશ્ચર્યની ચમક આવી ગઈ. એનું ગળું પણ આટલે મહિને લોટ માગતાં મુક્તકંઠે લલકારેલી કડીઓ ગાવા ઉત્કંઠિત થયું. ઝડપથી આગળ

વધી, ત્યાં આંધળાંપાંગળાં ભિખારીઓની એક ટોળી ‘રામ રાજા’ ની ધૂન ગાતી ભીખ માગતી ફરી રહી હતી. નર્મદા કંઇક ઘેલા જેવી બની ગઇ. અંતરમાં ઊઠતા કોઈ અગમ્ય નાદને વશ બની એ ભીખારી ટોળાં ભેગી ભળી ગઈ અને સુમધુર સ્વરે ધૂન ઝિલાવી રહી. ભિખારીઓ પણ આશ્ચર્યથી આ નવી બાઇ પ્રતિ જોતાં તાનમાં આવી ગયાં.

સુખરામ પંડયા આરતી ઉતારી ઘેર પાછા ફરતા હતા. ગામમાં માણસ જેટલી જ સ્વતંત્રતાથી ઢોરઢાંખર ફરતાં હોવાથી હાથમાં નિત્યસંગાથિની ડાંગ પણ હતી. ભિખારાં પોતાનો બ્રહ્મતેજથી વિભૂષિત દેહ અભડાવે નહિ તે માટે પંડ્યા શરીરને સંકોચી બાજુએ ઊભા રહ્યા.

એ બ્રહ્મતેજ ક્ષત્રિયતેજમાં પલટાતાં વાર ન લાગી. પુત્રવધૂનો સ્વર સાંભળી પંડ્યાના અંગાંગમાં નખશીખ અગ્નિ પ્રકટી ચૂકયો. હાથમાંની ડાંગ સખત પકડાણી હોઠ ફફડી ઊઠયા. આવેશમાં ચીસ પાડી, ‘પાછી વળી તો, કાળમુખી, ટાંટિયા જ ભાંગી નાખીશ;’ અને ઘરના ઉઘાડા બારણામાં ગાયમાતાને પ્રવેશ કરતી દૂરથી જોઇ પંડ્યા ઉતાવળથી એ તરફ વળ્યા.

નર્મદા સસરાના વાકયનો અર્થ સમજી હોય એમ ખમચાઇને ટોળામાંથી બહાર આવીને ઊભી ઘેર પાછી વળવા જાણે વિચાર થતો હોય તેમ બે ડગ એ દિશામાં ભર્યાં પણ પછી અટકી ગઇ. ગાયને હાંકી કાઢી, ક્રોધને જીભદ્વારા આવિષ્કાર આપતા, હાથમાંની ડાંગ આમતેમ ઉછાળતા પંડ્યાજી બહાર ઓટલે ઊભા હતા.

અંધારું ચોતરફ ઢળવાતું હતું. જીંડવામાં જેમ ધોળા બાસ્તા જેવો કપાસ ઢંકાઇને પડ્યો રહે તેમ દિવસની શ્વેત કલા રાત્રિની અંધારપછેડીમાં ઢંકાઇ રહી. વચ્ચે સૂતેલા કૂતરા સાથે ઠબલાતી

નર્મદા પોતાના સંસારનું દુ:સહ સ્મરણ આપતાં ઘર તરફ કંટાળા-ભરી દૃષ્ટિ નાખી આગળ ચાલી. એના પગમાં ઝડપ આવી.

ગામમાં પ્રથમ વાર જે સ્થળે પોતે આવી વસી હતી, તે ધર્મ-શાળાના ચોગાનમાં પ્રવેશતાં નર્મદાની આંખ આનંદથી ચમકી. બગલમાં દબાવેલી પોટકી છોડી એણે લોટ કાઢ્યો. ધર્મશાળાને કૂવે જઈ પાણી કાઢી લાવી. પીપળનાં પાંદડાં ભેગાં કરી પતરાળું બનાવી મહીં લોટ પલાળ્યો, સુકાયેલી સાંઠીઓ ભેગી કરી ભડકો કર્યો. નર્મદા રોટલા ઘડવા બેઠી.

રોટલો સેકી રહી એટલે એ તાજો રોટલો બાજુએ મૂકી, નર્મદાએ પોટકીમાંથી સુક્કો રોટલો કાઢ્યો અને જમવાની તૈયારી કરી. બટકું મોંમાં મૂક્યું હશે, ત્યાં તો ધર્મશાળાના ખૂણામાંથી કોઈ વૃદ્ધા ઊભી થઈ નજીક આવતી જણાઈ, એના હાથમાં સળગતું લાકડું હતું.

નર્મદાના હાથમાં જ બટકું રહી ગયું. હમણાં એ લાકડું વાંસા પર પડશે એ બીકે શરૂમાં તો ધ્રુજી ગઈ. જ્યારે એને લાગ્યું કે પેલી વૃદ્ધા મારશે નહિ, ત્યારે એ બબડી, 'મારી નાખે તોય હવે ત્યાં નથી જવાની, મા.'

× ×

પુત્રવધૂ પાછી વળે તો 'ધડ છાતીમાં વાગે' એવું મોટું તાળું બારણે લટકાવી, સુખરામ પંડ્યા મહંતની જગ્યામાં થતી જ્ઞાન વાર્તામાં ભાગ લઈ દુ:ખ ભૂલવા આવ્યા. મહંતજી સત્સંગી જનોને જ્ઞાનામૃતનું પાન કરાવી રહ્યા હતા. માત્ર ચલમનો દમ લેતાં હંમેશની ટેવ મુજબ વિનાકારણ પડી જતી બૂમ ક્યારેક શાન્તિનો ભંગ કરતી.

મહંતજી અજ્ઞાનબદ્ધ જીવ વિષે કહેતા હતા, કે, 'મુમુક્ષુઓ ! જેમ ખિસકોલી જેવું પ્રાણી ખાખરો ત્યજી સાકર જેવી ઉત્તમ સ્વાદિષ્ટ વસ્તુનો સ્વાદ લેતાં ખચકાય છે, તેમ આ મૂઢ જીવ સંસારની જડમાયામાંથી મુક્ત થઈ પરમાત્મામાં પ્રીત જોડી શકતો નથી. અજ્ઞાનમાં ઊછરેલો માણસ પરમાત્માના ઈશ્વરી અંશથી મૂંઝાઈ એનો સાક્ષાત્કાર કરી શકતો નથી. એને એના અંધકારમાં જ સબડવું ગમે છે. જેમ અતિજ્ઞાનથી ઘેરાયેલો માણસ પોતાના જ્ઞાન વડે ઊકલે તે જ સત્ય માની બેસે છે, તેમ આ જડ જીવ પોતાનાથી અગમ્ય એવા ઈશ્વરી ચમત્કારોમાં શ્રદ્ધા રાખી વિકાસ કરતો નથી.'

પાસે બેઠેલા મુમુક્ષુના મોં પાસે મોં લાવી સુખરામ પંડ્યા ઓળખાણપાળખાણ વિના હૈયાની વરાળ ઠાલવી રહ્યા:

'પ્રત્યક્ષ પ્રમાણ મારા નરભેશંકરની વહુ. ખાખરની ખિસકોલી સંસારસાકરનો સ્વાદ ક્યાંથી જાણે ? હેં ?'



# પહેલા વર્ષનાં

# પ્રકાશનો



(૧) ખોલકી અને નાગરિકા

**સુન્દરમ્**



(૨) ઝબુકિયાં

**અનિલ ભટ્ટ**



(૩) રાત પડતી હતી

**નીરુ દેસાઇ**



(૪) વળામણાં

**પન્નાલાલ પટેલ**



(૫) પગદીવાની પછીતેથી

**જયન્તિ દલાલ**



(૬) ચરણરજ

**નીરુ દેસાઇ**



# જવનિકા

*

જયન્તિ દલાલનો
એકાંકી સંગ્રહ

*

૧૫ મી જાન્યુ'૪૧
પ્રગટ તારીખ

*

ગતિ પ્રકાશન નવમું